श्रीमन्मोहन-यश. स्मारक ग्रन्थमाला, ग्रन्थाङ्क २५

# લબ્ધિ-જીવનપ્રકાશ

યાને

સંસ્કૃત શ્લોકબદ્ધ શ્રીપાલચરિત્ર-સુસઢચરિત્ર દ્વાદશ
પર્વકથા આદિ અનેક ગ્રંથરત્ન સર્જક કવિત્વલબ્ધિ
સંપન્ન ઉપાધ્યાયપ્રવર શ્રીમલ્લબ્ધિમુનિજી
મહારાજનું સંક્ષિપ્ત

## જીવનચરિત્ર


સંસ્કારિત લેખક

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત

**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**

સંકલનકાર

કચ્છ-માંડવી નિવાસી

**શાહ મોહનલાલ પોપટલાલ પરા**





સંપાદક

સ્વ૦ અનુયોગાચાર્ય શ્રીમત્કેશરમુનિજી ગણિવર વિનેય

બુદ્ધિસાગર ગણિ

: પ્રકાશક :

શ્રી થાણા તીર્થોદ્ધારાદિ અનેકવિધ શાસનપ્રભાવક આચાર્યવર્ય
શ્રી જિનઋદ્ધિસૂરિજી મહારાજનાપરમવિનીત શિષ્ય શ્રીમાન્
ગુલાબમુનિજી મહારાજના ઉપદેશ દ્વારા સંપ્રાપ્ત

અનેક ઉદાર સદ્‌ગૃહસ્થોની દ્રવ્ય સહાયથી મુંબઈ-પાયધુની મહાવીર
જિનાલયસ્થ શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડારના કાર્યવાહક

**શાહ ઝવેરભાઈ કેસરીભાઈ ઝવેરી**



વીર સં. ૨૪૮૭ ) ( વિક્રમ સં. ૨૦૧૭

**મૂલ્ય : વાંચન-મનન**



**: મુદ્રક :**

મહેતા અમરચંદ બેચરદાસ
શ્રી બહાદુરસિંહજી પ્રીં. પ્રેસ
**પાલીતાણા ( સૌરાષ્ટ્ર )**

ॐ

क्षमा वीरस्य भूषणम् ।

# આ મુ ખ



શ્રી જૈનશાસનના દીપક સમાન આચાર્યદેવ શ્રી જિનરત્નસૂરીશ્વરજી મહારાજના જીવનચરિત્રની પ્રસ્તાવના લખવાનુ સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયેલ આજે તેજ મહાત્માના ગુરૂભાઇ તેવા જ સદ્દગુણી ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિ મહારાજના જીવનચરિત્રની પ્રસ્તાવના લખતા ફરી હુ કૃતાર્થતા અનુભવુ છુ

આ ચરિત્રનાયકના જીવનમાથી હરપળે શાતરસના અમીઝરણા ઝરતા જોઇ કોઇ પણ ગુણાનુરાગી જીવને તેઓશ્રી પ્રત્યે પૂજ્યભાવ પ્રગટ થયા વગર રહે જ નહિ, તેમ આ પવિત્ર ચરિત્રના સાદ્યત વાચનથી જીજ્ઞાસુ વાચકવૃ દને પણ શાતરસના અપૂર્વ લાભની પ્રાપ્તિ થયા વગર રહે જ નહિ

ઉપાધ્યાયજી મહારાજ પોતાના દીક્ષા પર્યાયના લાબા ગાળા પર્ય ત લગભગ આચાર્યદેવ સાથે જ રહેલ અને તેઓશ્રીને પગલે અનેક ગુણોથી અલ કૃત થઇ આડબર અને કીર્તિલોભનો ત્યાગ કરી શાત અને ભદ્રીકપરિણામી જીવન જીવી, સ્વપરના આત્મકલ્યાણને માર્ગે જીવનની લાબી મ જીલને કૃતાર્થ કરી રહેલ છે

સદ્ગત આચાર્યદેવની નિશ્રામાં તેઓની સાથે ગ્રામાનુગ્રામ વિચરી, શત્રુંજય, ગિરનારજી, આબુજી, કચ્છ ભદ્રેશ્વર, સુથરી આદિ તીર્થોની ચતુર્વિધ સંઘ સાથે યાત્રા કરી અનેક ભવી જીવોને જૈન ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોનું પાન કરાવતા રહ્યા છે.

તેઓશ્રીના, સમતા, સરળતા, ત્યાગ, નિસ્પૃહીપણું આદિના મહાન ગુણો ખાસ આકર્ષક છે.

ગચ્છના મતભેદો અને કદાગ્રહોનો અંશ પણ તેમના જીવનમાંથી શોધ્યો મળે તેમ નથી.

તેઓશ્રી આઠે પ્રહર પરમપવિત્ર શ્રી નમસ્કાર મહામંત્રમાં લીન રહે છે. સંસ્કૃતના સારા અભ્યાસી હોવાના કારણે તેઓએ અનેક પુસ્તકો તથા શ્લોકોની નવરચના કરી જૈન સાહિત્યને વધુ સમૃદ્ધ બનાવેલ છે.

આ પંચમકાળના વિષમ વાતાવરણમાં કીર્તિલોભ, આત્માને ભયંકર હાની કરી રહેલ છે, તે મહાન દુર્ગુણથી આ ચરિત્રનાયક સદંતર અલિપ્ત રહ્યા છે. તેઓમાં રહેલ ઉચ્ચ ગુણો અને યોગ્યતાથી આકર્ષાઇ, શ્રી ભુજ, માંડવી, વગેરાં ગામોના સંઘ તરફથી અનેક વખત આચાર્ય પદવી અર્પણ કરવા તેઓશ્રીને ખૂબ ખૂબ આગ્રહ કરેલ પણ તે મહાત્માએ હજુ સુધી તેનું કદી પણ સ્વીકાર કરેલ નથી, તેજ તેઓશ્રીની સંપૂર્ણ નિસ્પૃહતા બતાવી આપે છે.

મહાત્માઓના ચરિત્રની ઉપયોગીતા, તેમના અનેક ગુણોનું યથાશક્તિ અનુકરણ કરી મુમુક્ષુ જીવો પોતાના આત્માને ઉર્ધ્વગામી બનાવે તેજ હોઇ શકે.

આવા ઉચ્ચ કોટિના વિરલ આત્માને અમારા તથા શ્રી સંઘ સર્વેના કોટિ કોટિ વંદન હો.

અ તમા આવા મહાત્માના જીવનચરિત્ર પ્રસિદ્ધ કરાવવા પરમ-પૂજ્ય ગણીવર્ય શ્રી બુદ્ધિમુનીજી તથા શ્રી ગુલાબમુનિજી, મહારાજે જે પ્રસ્તુત પ્રયાસ કરેલ છે તે ખરે જ પ્રશ સનીય છે, તેઓશ્રીને પણ અમારા તથા શ્રી સ ઘ સર્વેના કોટિ કોટિ વ દન હો

સ ૨૦૧૭ કારતક વદ ૧૧
તા ૧૫-૧૧-૧૯૬૦
ભુજ ( કચ્છ )

ગુણાનુરાગી સેવક,
શાહ મોતીલાલ ગોપાળજી



## આ પ્રકાશનમાં દ્રવ્ય સહાયકોની શુભ નામાવલી

રૂા ૧૦૦૧) શેઠ [illegible] મગનલાલ કતરાસ

રૂા ૨૦૧) કચ્છ-ભુજના સ ઘ તરફથી
હ શા મોતીલાલ ગોપાળજી ભુજ

રૂા ૧૫૧) શેઠ મિઠુભાઇ કચ્છ-ભુજપુરવાળા મુ બઇ

રૂા ૫૧) શેઠ રામલાલજી લુણીયા અજમેર

રૂા ૧૦૧ જખુભાઇ પેથડ મોટા આસ બીઆ (કચ્છ)

સૂચના—વધારાની રકમથી ચરિત્રનાયક રચિત સ સ્કૃત ચૈત્ય-વ દન, સ્તુતિ, સ્તોત્રાદિ સ ગ્રહ પ્રકાશિત કરવામા આવશે



# વિષયાનુક્રમ


| નં. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પ્રાક્કથન | ૩ |
| ૨ | બાલ્યાવસ્થા | ૬ |
| ૩ | વૈરાગ્ય | ૧૩ |
| ૪ | વચન સિદ્ધ મહાપુરુષનો સમાગમ | ૧૭ |
| ૫ | દીક્ષા મહોત્સવ | ૨૩ |
| ૬ | વડી દીક્ષા | ૨૭ |
| ૭ | ગુરુકુલવાસ અને શાસ્ત્રાભ્યાસ | ૩૩ |
| ૮ | ત્રણ વર્ષની તેજસ્વી તવારીખ | ૪૩ |
| ૯ | જન્મભૂમિમાં | ૫૦ |
| ૧૦ | વિવિધ તીર્થોની યાત્રા | ૫૪ |
| ૧૧ | માલવભૂમિ પર મહા ઉપકાર | ૬૧ |
| ૧૨ | મુંબઇમાં ધર્મપ્રભાવના | ૬૮ |
| ૧૩ | પછીનાં ૭ વર્ષ | ૭૪ |
| ૧૪ | દિનપ્રતિદિન ચડતી કળા | ૮૧ |
| ૧૫ | આચાર્ય–ઉપાધ્યાય-પદપ્રદાન | ૮૬ |
| ૧૬ | મુંબઇથી મહીદપુર | ૯૦ |
| ૧૭ | અદ્ભુત પ્રતિષ્ઠા મહોત્સવ | ૯૩ |
| ૧૮ | આનંદકારી આઠ ચાતુર્માસ | ૯૯ |
| ૧૯ | ભુજમાં દાદાવાડીની પ્રતિષ્ઠા | ૧૧૯ |
| ૨૦ | અન્ય ધાર્મિક મહોત્સવો | ૧૨૮ |
| ૨૧ | સૂરીશ્વરનો સ્વર્ગવાસ | ૧૩૪ |
| ૨૨ | પ્રજ્ઞાનો પ્રકાશ | ૧૪૦ |
| ૨૩ | ધાર્મિક પ્રવૃત્તિઓની અસ્ખલિત ધારા | ૧૪૫ |
| ૨૪ | શ્રી કચ્છ ભુજમાં ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવ | ૧૫૩ |
| ૨૫ | સન્માન પત્ર | |

પરિશિષ્ટ

(૧) ચાતુર્માસની યાદી
(૨) ગ્રંથ રચના
(૩) પ્રતિષ્ઠાદિ



ચરિત્રનાયકના વડીલ ગુરૂભાઈ આચાર્ય
**શ્રી જિનરત્નસૂરિજી મહારાજ**



પૂ. શ્રી મોહનલાલજી મહારાજના
વિ. શિષ્ય અને ચરિત્રનાયક ગુરૂ
**શ્રી રાજમુનિજી મહારાજ**



ચરિત્રનાયક સમર્થ વિદ્વાન ઉપાધ્યાય
**શ્રી લબ્ધિમુનિજી મહારાજ**

पण्डित श्रीमान् शिवशङ्कर शास्त्रिरचितं

# लब्धिगुणाष्टकम् ।



शार्दूलवृत्तम्

त्यक्त्वा लोकरमा रमा प्रतरमां दीक्षामलाद्भावत,
लब्ध्वा सपदमुत्तमं सुचिरित्तैर्यो पालयत्यादरात् ।
ससारे भवभीतभव्यजनता सम्बोधयन् भूतले,
श्रीमल्लब्धिमुनीश्वरो विजयता शीष्यादिभिस्सर्वदा ॥ १ ॥

कृत्वा भूरिपरिश्रम गुरुवरान् ससेव्य सत्पण्डितान्,
ज्ञात्वा जीवविचारमुख्यसकलान् श्रीजैनधर्मागमान् ।
सत्त्वार्थाधिगमादिसूत्रनिवहान् योऽधीतवाश्चार्थत,
श्रीमल्लब्धिमुनीश्वरो विजयता शिष्यादिभिस्सर्वदा ॥ २ ॥

स्रग्धरावृत्तम् ।

श्रीमन्मान्या वदान्या सकलजनमता मद्गुणख्यातिमन्त,
शीलालङ्कारयुक्ता विनयनयपरा जैनधर्मैकसन्त. ।
शान्ता क्षान्ता महान्त खरतरमुनिपा पण्डितेन्द्रा कविन्द्रा,
जीयासुर्लब्धिमन्तो जनमुनिमहिता लब्धिपूर्वा मुनीन्द्रा ॥ ३ ॥

शार्दूलवृत्तम् ।

कृत्वा श्रावृशपर्वमुख्यबहुलान् मन्याश्च यो धार्मिकान्,
श्रीपालादिचरित्रमुत्तममतुल योऽकारयन्मद्धिया ।

कृत्वा श्रीजिनदत्तसूरिचरित्ताद्यन्यानि चोऽनेकशः,
लोके चाप्य कवीन्द्रतां स मुनिपो लब्धिर्मुनिर्जीयताम् ॥ ४ ॥

स्रग्धरावृत्तम् ।

त्यक्त्वा त्यक्त्वा स्वदोषान् खरतरतपसा द्वेषरागादिमुख्यान्,
श्रित्वा श्रित्वा च नित्यं निजगुरुगदितं सूपदेशं हृदि स्वे ।
धृत्वा धृत्वा च धैर्यं सकलकलिकरे दुष्टजन्तूपसर्गे,
जीयासुर्लब्धिमन्तो जनमुनिमहिता लब्धिपूर्वा मुनीन्द्राः ॥ ५ ॥

शार्दुलवृत्तम् ।

कृत्वा ह्युच्चतरं तपस्सुविधिना धृत्वा व्रतं योत्तमं,
सम्यक्पञ्चमहाव्रतानि विधिवद्यो रक्षति सर्वदा ।
लोकेऽज्ञानतमो विदार्य भविनां सद्बोधसूर्यांशुभिः,
श्रीमल्लब्धिमुनीश्वरो विजयतां शिष्यादिभिस्सर्वदा ॥ ६ ॥

भ्रान्त्वा नैकसुतीर्थभूमिविषये नत्वा च तीर्थाधिपान्,
दत्वाऽनेकभवार्दितेभ्य ईदृशीं दीक्षां च मोक्षप्रदाम् ।
सत्सम्पद्व्ययकं विधाप्य धनिभिर्यैः सप्तक्षेत्रे मुदा,
श्रीमल्लब्धिमुनीश्वरो विजयतां शिष्यादिभिस्सर्वदा ॥ ७ ॥

श्रीमल्लब्धिमुनेर्गुणोक्तिमयकः सत्पद्यपुष्पाञ्जलिः,
सूपाध्यायपदाङ्कितस्य सुमुनेः हस्ताब्जयोश्चार्पितः ।
सेषां सद्गुणकर्षितेन मयका निर्माय शीघ्रं धिया,
शास्त्रिश्रीशिवशङ्करेण कविना श्रीपादलिप्ते पुरे ॥ ८ ॥



# विद्यागुरु-स्तुति

छन्द शार्दूलविक्रीडित

सत्यत्यागतप क्षमासुमृदुतासतोपशौचार्जव-
ब्रह्माकिञ्चनतागुणा स्वसुखदा येप्वाश्रयन्ते सदा ।
येषा ज्ञाननिधौ निमज्जनतया प्राप्ता मया देवगी,
कामक्रोधमदादिदोपविपदा येभ्य सुदूरे गता ॥ १ ॥
श्रीसङ्घेन सुपूज्यपाठकपद येभ्य प्रदत्त शुभ,
श्रीसङ्घश्च चतुर्विध प्रमुदितो यै पाठित शासित ।
श्रीमद्राजमुनीश्वरा सुगुरवो यान् दीक्षिताञ् शासि(पु:)तान् (?)
सद्वैराग्यवशेन यौवनवये ये दीक्षिता शिक्षिता: ॥ २ ॥
बन्धुश्रीजिनरत्नसूरिसहिता: सद्दृष्टिज्ञाने स्थिता,
पञ्चाचारविलासचारुचरिता आजन्मशीलव्रता ।
मोहक्षोभविहीनधर्मधनिका वश्येन्द्रिया योगिन,
वात्सल्ये जननीप्रवीणहृदया भट्टारका पण्डिता: ॥ ३ ॥
अङ्गोपाङ्गजिनेन्द्रबोधपयमा तृप्ता प्रपुष्टा गुणै,
श्रीपालादिचरित्रपद्यरचना कृत्वाऽपि ये निर्ममा ।
आप्ता उन्नतदेहिन सुरगिरा आजानुबाहा × मुदा,
गम्भीरा कवय प्रसन्नवदना गोधूमवर्णा प्रिया ॥ ४ ॥
सवेगेन सुमुक्तिमार्गपथिका श्रद्धास्पदा शिक्षका,
अर्हन्मार्गगगच्छके खरतरे लब्धप्रतिष्ठा स्थिरा ।
श्रीमल्लब्धिमुनीशपाठकवरा भक्त्या नतोऽह सदा,
वन्दे तान् मम भद्रसिद्धिसहजानन्दाय विद्यागुरून् ॥ ५ ॥

—पचभिर्विदोषकम् ।

---

× "मनेष्टी दोर्दाणा बाहु-र्बाहा वाहो भुजो भुजा ॥१८७॥"
शब्द रत्नाकर० कां० २।

दासानुदासा इव सर्वे देवा, यदीयपादाब्जतले लुठन्ति ।
मरुस्थलीकल्पतरुः स जीया-द्युगप्रधानो जिनदत्तसूरिः ॥१॥

शान्ताय दान्ताय जितेन्द्रियाय, धीराय वीराय मुनीश्वराय ।
कवित्वसल्लब्धिगुणान्विताय, नमो नमो लब्धिसुपाठकाय ॥२॥



૧

# પ્રાક્કથન

કેટલાક જીવનને વન જેવું જણાવે છે, કેટલાક જીવનને સરિતા સાથે સરખાવે છે, તો કેટલાક જીવનને ઘુઘવતા સાગરની ઉપમાં આપે છે, પણ અમે જીવનની તુલના એક દીપક સાથે કરવા માગીએ છીએ. અહીં પાઠકગણ તરફથી કદાચ પ્રશ્ન થશે કે 'વન, સરિતા અને સાગર જેવાં મોટા ઉપમાનો છોડીને દીપક જેવુ એક નાનુ ઉપમાન કેમ પસંદ કરો છો?' તેનુ સમાધાન એ છે કે વન, સરિતા અને સાગર પ્રમાણમા મોટા છે, પણ તેમનામાં પ્રકાશ આપવાની શક્તિ ક્યાં છે? અમારે તો કોઇ પ્રકાશવંત વસ્તુ સાથે જીવનની તુલના કરવી છે, તેથી દીપકની પસંદગી કરીએ છીએ, અહીં કદાચ બીજો પ્રશ્ન થશે કે 'જીવનની તુલના જો કોઇ પ્રકાશવંત વસ્તુ સાથે જ કરવી હોય તો સૂર્ય-ચંદ્ર સાથે કેમ કરતા નથી? તેમની આગળ દીપક બિચારો કોણ માત્ર!' તેનો ઉત્તર એ છે કે 'દરેક વસ્તુને પોતાની વિશિષ્ટતા હોય છે અને તે જ ઉપમાનનું કારણ બને છે, દીપકનો પ્રકાશ અતિ-

મંદ, મંદ, ઉજ્જવલ, અતિ ઉજ્જવલ એમ ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે અને તે જ જીવન સાથે વધારે બંધ બેસતો છે. વળી અમુક દૃષ્ટિએ દીપકની ઉપયોગિતા અધિક છે. કોઇ અંધારા ઓરડામાં કે ભોંયરામાં પ્રવેશ કરવો હોય તો દીપકને સાથે લઇ જઇ શકીએ છીએ અને તેનાથી આપણું કામ સરે છે, એ કામ કાંઇ સૂર્ય-ચંદ્રથી સરતું નથી. સૂર્ય-ચંદ્ર કરતાં શત-સહસ્રગણો અધિક પ્રકાશ કરનાર જગદ્વંદ્ય જિનેશ્વર દેવોને પણ 'લોક પ્રદીપ કહેવામાં આવ્યા છે, એટલે દીપકની ઉપમાને કોઇએ હીન સમજવાની નથી.

'શું બધા જીવનમાં પ્રકાશ હોય છે?' એ પ્રશ્નનો ઉત્તર અમે હકારમાં આપીએ છીએ. આ લોક, વિશ્વ, જગત્ કે દુનીયામાં કોઇ જીવન એવું નથી કે જેમાં કિંચિત્ પણ પ્રકાશ ન હોય. '**જ્યાં ચેતનની ચીનગારી, ત્યાં જીવનનો પ્રકાશ**' એ ત્રિકાલાબાધિત સનાતન સિદ્ધાંત છે, એટલે કોઇ પણ કાળે તેનું ઉલ્લંઘન થતું નથી. અહીં અમે એટલી સ્પષ્ટતા કરવા ઇચ્છીએ છીએ કે પ્રકાશનું પ્રમાણ પુણ્ય અને પુરુષાર્થ બંને પર આધાર રાખે છે, એટલે જેનાં જીવનમાં પુણ્યનો પ્રકર્ષ નથી કે પુરુષાર્થનું સેવન અતિ અલ્પ છે, ત્યાં એ પ્રકાશ અતિ મંદ જણાય છે, અને જેનાં જીવનમાં પુણ્યનો પ્રકર્ષ છે તથા પુરુષાર્થનું સન્નિષ્ઠાપૂર્વક સુંદર સેવન છે, ત્યાં એ પ્રકાશ અતિશય ઉજ્જવલ જણાય છે.

મહાપુરુષોના જીવન ઉજ્જવલ પ્રકાશથી ભરપૂર હોય છે અને તે પ્રાણીઓની હૃદયગુહામાં રહેલા મિથ્યાત્વ-મોહનો ગાઢ અંધકાર ભેદવાને સમર્થ હોય છે, તેથી જ તેનું શ્રવણ,

મનન અને નિદિધ્યાસન મુમુક્ષુઓ માટે એક આવશ્યક કર્તવ્ય મનાયુ છે

જગતમા આજે કોઇપણ ભાષાનુ સાહિત્ય એવુ નથી કે જેમા મહાપુરુષોના ચરિત્રો એક યા બીજી રીતે સગ્રહાયા ન હોય એક પ્રસિદ્ધ વિચારક તો ત્યાં સુધી કહે છે કે 'જો તમારે જીવનમા સાચી પ્રગતિ સાધવી હોય તો બીજુ બધુ છોડીને માત્ર જીવનચરિત્રો જ વાંચો તેમાથી તમને આગળ વધવાની સામગ્રી અવશ્ય પ્રાપ્ત થઇ જશે ' અમને પોતાને આ અભિપ્રાયમા ઘણુ તથ્ય લાગે છે, તેથી જ આજ પર્યંત અમે સહુ કોઇને મહાપુરુષોના ચરિત્રો વાચવા-વિચારવાનો અનુરોધ કરતા આવ્યા છીએ.

અહીં એ પણ જણાવી દઇએ કે અમોને અત્યાર સુધીમાં કેટલાક મહાપુરુષોના ચરિત્રો અક્ષરબદ્ધ કરવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થયેલુ છે. તેને અમે અમારા જીવનની સૌથી વધારે સુખદ ક્ષણો માની છે આજે પુન એવો જ એક મગળ અવસર પ્રાપ્ત થયો છે કે જ્યારે અમારી લેખિની જૈન સઘના એક વયોવૃદ્ધ ગીતાર્થ મહાપુરુષ ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજીની જીવનિકા આલેખવા તત્પર થઇ છે આ મહાપુરુષે જ્ઞાન-દર્શન-ચારિત્રની દીર્ઘ ઉપાસનાવડે જે અદ્ભૂત અનન્ય પ્રકાશ મેળવ્યો છે, તેને કેટલા પ્રમાણમા અકિત કરી શકીશુ, એ અમે જાણતા નથી, પરતુ 'शुभे यथाशक्ति यतनीयम्' એ પ્રસિદ્ધ નીતિસૂત્રને અનુસરવામા જ કર્તવ્યનુ પાલન છે એટલે અમે અમારી લેખિનીને શ્રદ્ધાપૂર્વક ચાલવા દઇએ છીએ.

પાઠકો અમારા આ પ્રયત્નને સહૃદયતાથી નિહાળતા આગારી ગ્રાધે ચાલે એટલુ સૂચન શુ સમયોચિત નથી ?



## ૨

## બાલ્યાવસ્થા

મનુષ્યનાં જીવનપર દેશ, કાલ તથા કૌટુંબિક વાતાવરણની અસર બહુ ઘેરી પડે છે, તેથી કોઇપણ પુરુષનાં ચરિત્રમાં પ્રથમ નિર્દેશ તેનો કરવામાં આવે છે. આપણે પણ આ ક્રમને અનુસરીને ચરિત્રનાયકના દેશ, કાલ તથા કૌટુંબિક વાતાવરણ વગેરેથી પરિચિત થઇએ.

ભારતભૂમિનું એ પરમ સૌભાગ્ય છે કે તેના દરેક ભાગમાં સમયે સમયે મહાપુરુષો પેદા થતા રહ્યા છે. ઉત્તરે અનેક મહાપુરુષો પેદા કર્યા, તેમ દક્ષિણે પણ અનેક મહાપુરુષો પેદા કર્યા છે. પૂર્વે અનેક મહાપુરુષોને ઉત્પન્ન કરવાની યશકલગી પહેરી છે, તો પશ્ચિમે અનેક મહાપુરુષોરૂપી મણિઓથી શોભતો અતિ મનોહર મુગટ ધારણ કરેલો છે.

### કચ્છ–પ્રદેશ

પશ્ચિમ ભારતમાં કચ્છનો પ્રદેશ તેની વિશિષ્ટ ભૌગોલિક રચનાથી જૂદો તરી આવે છે. તે એક બાજુ અરબ્બી સમુદ્રનું ઘેરૂં ગર્જન સાંભળે છે, તો બીજી બાજુ રણ પ્રદેશના સૂકા

પવનના સુસવાટા શ્રવણ ગોચર કરે છે સાહસિકતા, શૂરવીરતા અને દાનવીરતા એ તેની ખાસ વિશેષતાઓ છે વ્યાપાર, કલા અને ધર્મનાં ક્ષેત્રમા તેનું ખમીર સારી રીતે ઝળકે છે અને ગમે તેવી મુશ્કેલીઓ સામે આવે તો પણ તે પોતાનું ધૈર્ય ગુમાવતો નથી

આ પ્રદેશની આબોહવા સુદર છે તે માટે ત્યાના વતનીઓ નીચેનો દુહો ઘણા ગૌરવભેર ઉચ્ચારે છે:—

શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત,
ચોમાસે વાગડ ભલો, કચ્છડો બારે માસ.

## કંઠી

કચ્છના વહીવટી દૃષ્ટિએ ગમે તેટલા ભાગો પાડવામા આવ્યા હોય, પણ તેના કુદરતી વિભાગો ત્રણ છે. વાગડ, કઠી અને અબડાસો તેમા કઠીનો પ્રદેશ જમીનની ફલદ્રુપતા તથા લોકોની રહેણી કરણી, ખાનપાન અને વેશવિભૂષાને લીધે બીજા પ્રદેશો કરતા ઉત્તમ ગણાય છે કેટલાક પ્રવાસીઓએ તો તેને કચ્છના નંદનવનની ઉપમા આપી છે, કારણ કે જ્યારે બીજો પ્રદેશ શુષ્ક અને બાવળ–ખીજડાવાળો છે, ત્યારે આ પ્રદેશમા સ્થળે સ્થળે સુદર ઝાડોની ઘટા દૃષ્ટિગોચર થાય છે અને લીલીછમ વાડીઓ નજરે પડે છે

કઠી એટલે દરિયાકાઠાનો પ્રદેશ અહીં દરિયા કિનારાથી થોડે દૂર ભદ્રેશ્વર નામનુ અતિ પ્રાચીન તીર્થ આવેલુ છે, ને અદ્ભૂત શિયળવ્રત પાળનાર વિજયશેઠ તથા વિજયા શેઠાણીનું સ્મરણ કરાવે છે તથા દાનવીર શેઠ જગડૂશાહની વારવાર યાદ આપે છે આ ભદ્રેશ્વર તીર્થથી ૨૦ માઇલ પશ્ચિમમાં મોટી

ખાખર નામનું એક રળિયામણું ગામ આવેલું છે કે જેના પર હાલ આપણે દૃષ્ટિ સ્થિર કરવાની છે.

## મોટી ખાખર

આ ગામને મોટી ખાખર કહેવામાં આવે છે, એટલે નાની ખાખર નામનું બીજું ગામ હોવું જોઇએ. એવું અનુમાન આપણને સહેજે થાય છે, અને તે સાચું છે. આ ગામથી માત્ર ત્રણ માઇલનાં અંતરે જ નાની ખાખર નામનું એક સુંદર ગામ આવેલું છે.

જો મોટી ખાખરથી પશ્ચિમ દિશામાં નવ માઇલનો પ્રવાસ કરવામાં આવે તો કચ્છના પ્રસિદ્ધ બંદર માંડવી નગરે પહોંચાય છે અને ઉત્તર દિશામાં ૩૦ થી ૩૫ માઇલનો પ્રવાસ કરવામાં આવે તો ભુજની સીમામાં દાખલ થવાય છે.

## વીસા ઓસવાલ

તે કાળે મોટી ખાખરમાં લગભગ બધા વર્ણના લોકો વસતા હતા. તેમાં વીસા ઓસવાલ જૈનો પોતાની ઊંચી રહેણી-કરણી, દાનપરાયણતા તથા ઉત્કટ ધાર્મિક વૃત્તિને લીધે બધાથી અલગ તરી આવતા હતા, વણિકની ૮૪ જ્ઞાતિમાં ઓસવાલો સહુથી ઊંચા ગણાય છે. એ આપણે યાદ રાખવાનું છે. શ્રી મહાવીરસ્વામિનાં નિર્વાણ પછી ૭૦ મા વર્ષે મારવાડના ઓસિયા પટ્ટન નગરમાં શ્રી રત્નપ્રભસૂરિજી મહારાજનો ઉપદેશ સાંભળી રાજા ઉપલદે પરમાર સાથે છત્રીશ કુલના રજપૂતોએ જૈનધર્મ અંગીકાર કર્યો, તે બધા ઓસવાલ કહેવાયા, તેઓ પોતાની અસીમ ઉદારતાને લીધે કવિજનો વડે ઓસવાલ ભૂપાલની ખ્યાતી પામેલા છે.

## માતા-પિતા

વીસા ઓસવાલના સો ઘરોમા દેઢિયા દનાભાઈ ખીમરાજ પોતાના મિલનસાર પરગજુ સ્વભાવથી સહુના પ્રીતિપાત્ર બન્યા હતા તેમનાં પત્ની સૌ નાથીબાઇએ પોતાના ગુણાનુરાગી માયાળુ સ્વભાવથી સમસ્ત સ્રી વર્ગનો પ્રેમ જીતી લીધો હતો. આ પતિ-પત્ની સ્નેહભર્યું સાદુ જીવન જીવતા હતા એટલે તેમનો સસાર સુખી હોય એ સ્વાભાવિક છે.

અહીં અમે એટલુ સ્પષ્ટ કરવા ઈચ્છીએ છીએ કે એ કાળે લોકોના મનમાં ગોત્રનો મહિમા ઘણો મોટો હતો, એટલે તેઓ પોતાના ગોત્ર માટે મગરૂરી લેતા આ રીતે દનાભાઈને પણ પોતાના દેઢિયા ગોત્ર-દેઢિયા શાખ માટે મગરૂરી થતી આ દેઢિયા ગોત્ર શી રીતે ઉત્પન્ન થયુ, તે પાઠકોને ટુકમા જણાવીશુ

## દેઢિયા ગોત્રની ઉત્પત્તિ

મારવાડના ઇતિહાસ પ્રસિદ્ધ જેસલમેર શહેરમા વિ સ ૧૨૫૫ મા ચાવડા વંશનો દેવડ નામનો રાજા રાજ્ય કરતો હતો ત્યા એક સમયે અચલગચ્છાધિપતિ શ્રી જયસિહસૂરીજી પધાર્યા તેઓ ખ્યાતનામ હતા, એટલે દેવડ રાજા તેમને વાંદવા આવ્યો અને તેમનો ઉપદેશ સાભળીને અતિ પ્રભાવિત થયો પછી તેણે જૈન ધર્મ અગીકાર કરી શ્રાવકના બાર વ્રતો ધારણ કર્યાં અને તે ઓસવાળ જ્ઞાતિમા ભળ્યો તેને આમર નામનો એક પુત્ર હતો, તે પણ પોતાના પિતાની માફક જૈન ધર્મનુ ચુસ્તપણે પાલન કરતો હતો, અને ધાર્મિક કાર્યોમાં ઘણુ દ્રવ્ય ખર્ચતો હતો તેણે આલોર

નગરમાં એક લાખ સીત્તેર હજાર ટંક (તે સમયનું ચલણ) ખર્ચી શ્રી ઋષભદેવ ભગવાનનો ભવ્ય શિખરબંધી પ્રાસાદ કરાવ્યો હતો અને આખા દેશમાં વસ્ત્રાદિકની લ્હાણી કરી, કેદીઓને કેદખાનામાંથી મુક્ત કર્યા હતા.

આ ઝામર શ્રાવકને દેઢિયા નામે એક પુત્ર હતો. તેના પરથી તેના વંશજો દેઢિયા ગોત્રી તરીકે પ્રસિદ્ધિ પામ્યા. કાલાંતરે તેમાં વૃદ્ધ સાજનીય (વીસા ઓસવાલ) અને લઘુ સાજનીય (દસા ઓસવાળ) એવી બે શાખાઓ પડી. તેઓ આજે પણ કચ્છના કંઠી અને અબડાસા વિભાગમાં વસે છે.

## સદ્‌ગુણી અને સુશીલ સંતાનો

સુખી દાંપત્ય જીવનનાં ફલ સ્વરૂપે શ્રી દનાભાઇને લધાભાઇ તથા નાનજીભાઇ નામના બે પુત્ર થયા અને રતનબાઇ નામની એક પુત્રી થઈ. આ ત્રણે સંતાનો માતા-પિતાને આનંદ ઉપજાવે એવા સદ્‌ગુણી અને સુશીલ હતા. બાળક જન્મે છે ત્યારે પોતાની સાથે સંસ્કારની મૂડી લેતું આવે છે, એ આપણે ભૂલવાનું નથી જેઓ ચૈતન્યની ઉત્પત્તિ પંચભૂતથી માને છે અને દેહ સાથે તેનો નાશ થવાનું જણાવે છે તેઓ બાળકની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનો કોઈ ખુલાસો કરી શકતા નથી. જન્મ અને મરણ એ જીવનના બે વાસ્તવિક છેડા નથી. જીવનનો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યો આવે છે અને તે અનંતકાલ સુધી વહેતો જ રહેવાનો. શ્રી સિદ્ધ પરમાત્માઓને પણ પોતાનું એક પ્રકારનું જીવન હોય છે.

ધર્મ શ્રદ્ધાળુ માતા પિતાની શીતળ છાયામાં ઉછરતાં

આ ત્રણે સંતાનો ધર્મની ભાવનાવાળા થયા. ‘ સંગ તેવા રંગ ’ એ સિદ્ધાતને કોણ માન્ય રાખતુ નથી ? પોપટના બે બચ્ચામાથી એક બચ્ચુ શેઠને ત્યા ઉછર્યું. તે ‘ આવો પધારો ’ બોલતા શીખ્યુ ,અને બીજુ બચ્ચું વાઘરીને ત્યા ઉછર્યું. તે ‘ મારો કાપો ’ બોલતાં શીખ્યું જો મનુષ્યના, જીવન પર સંગ કે વાતાવરણનો પ્રભાવ ન હોય તો ઉચ્ચ-નીચ કુલની મીમાસા જ શાને હોય ? જૈન શાસ્રો તો સ્પષ્ટ ભાષામા કહે છે કે ‘ જેનો પુણ્યપુંજ વધારે હોય તે જ ઉચ્ચ અને ધાર્મિક સંસ્કારવાળા કુટુંબમા જન્મ પામે છે. ’

## ચરિત્રનાયક લધાભાઇ

સહુથી મોટા પુત્ર લધાભાઈનો જન્મ વિ સ. ૧૯૩૫ની સાલમાં થયો હતો એ વખતે કઇ ઋતુ, કયો માસ, કે કયો દિવસ હતો, તે અમે ખાતરીપૂર્વક જાણી શકયા નથી. આ સંયોગોમા ચોઘડિયા કે પળની તો વાત જ શી કરવી ? આજ આ વસ્તુઓ તરફ જેટલુ લક્ષ છે, તેટલુ આજથી એસી-એ વર્ષ પહેલાં ન હતુ. ખાસ કરીને મધ્યમવર્ગમા તો ન જ હતુ અન્યથા સરદાર વલ્લભભાઇ પટેલ જેવાની જન્મસાલમા એક વર્ષનો વિવાદ કેમ આવે ?

પ્રથમ પુત્ર ગમે તેવો હોય તો પણ માતાપિતાનો લાડકવાયો બને છે, ત્યારે લધાભાઇ તો પ્રથમ પુત્ર ઉપરાત ગુણવાન અને તેજસ્વી પણ હતા, વળી તેમની આંખમાં એક અજબ પ્રકારનું નૂર હતું, માત-પિતાના તે અતિ લાડકવાયા બને એમાં આશ્ચર્ય શુ ?

‘ ઘય . ક્રીડતિ ’ એ ન્યાયે દરેક મનુષ્ય બાલ્યાવસ્થામાં

અનેક પ્રકારની ક્રીડાઓ કરીને પોતાનો કાલ નિર્ગમન કરે છે. લધાભાઇને તેમાં અપવાદ માનવાનું કોઇ કારણ નથી. પરંતુ તેમના બાલ્ય જીવનની વિશેષતા એ હતી કે, તેઓ પોતાના માતા-પિતા સાથે નિત્ય જિનમંદિરે જતા અને ત્યાં બિરાજમાન શ્રી આદિનાથ ભગવાનના દર્શન કરી ખૂબ આનંદ પામતા. વળી ગામમાં કોઇ સાધુસંત પધારતાં, તો તેમના હૈયામાં હર્ષ ઉછળતો અને તેઓ તેમની પાસે પહોંચી, વંદન નમસ્કાર કરી, તેમની કંઈપણ સેવા-શુશ્રુષા કરતા, ત્યારે જ તેમને જંપ વળતો. આ વસ્તુને આપણે જન્મજાત સંસ્કાર તથા માતા-પિતાની કેળવણી ઉભયનો સરવાળો કહીએ તો કંઇ પણ ખોટું નથી.

પિતાશ્રી મુખ્યત્વે ખેતીવાડીનો ધંધો કરતા અને લધાભાઇ વગેરે તેમાં સહાય કરતા. એ વખતે અક્ષર-જ્ઞાનનું મહત્વ આજના જેટલું ન હતું. ખાસ કરીને કચ્છના ઓસવાળોમાં તો ન જ હતું.

લધાભાઇએ યુવાનીના ઉંમરમાં પ્રવેશ કર્યો ત્યારે પિતાજીને મુંબઇ જવાનું થયું. તેમની સાથે તેઓ પણ મુંબઈ ગયા. અહીં પિતાશ્રી થોડો છૂટોછવાયો ધંધો કરી થોડા વખત બાદ વતનમાં પાછા ફર્યા, પણ લધાભાઇ મુંબઇમાં જ રહ્યા અને તેમણે એક ખાનગી નિશાળમાં અક્ષર-જ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યારબાદ ૨૦ વર્ષની ઉમરે એટલે વિ. સં. ૧૯૫૬ માં ભાયખલા ખાતે અનાજનો વ્યાપાર કરતા કચ્છ રામાણિયાના વતની શેઠ શ્રી રતનશીભાઇની દુકાને રહ્યા અને ત્યાં પોતાને સોંપાયેલું કામકાજ ખંતપૂર્વક કરવા લાગ્યા.



૩

# વૈરાગ્ય

જગતના સૂક્ષ્મ અવલોકન કરનારા કવિઓ, લેખકો અને અન્ય મહાનુભાવો જણાવે છે કે જુવાની અને દિવાની એ બન્ને સરખી અવસ્થાઓ છે જુવાનીના જોરમા મનુષ્ય કયારે કેવી રીતે ભૂલ કરી બેસશે, તે કહેવાતુ નથી પરતુ તેમાં પણ અપવાદ હોય છે પૂર્વભવના સસ્કારી આત્માઓ યૌવનની વાડીમા વિહાર કરવા છતા મનને બહાર કાબૂમા રાખે છે, અને તેને જ્યા ત્યા રખડવા દેતા નથી, તેમાયે તેમને સારા મિત્રોની સોબત મળી જાય તો પૂછવું જ શું ? તેઓ વૈરાગ્યથી વાસિત થઇ દિન દોગુની અને રાત ચોગુની પ્રગતિ કરે છે અને છેવટે ત્યાગના માર્ગે સચરી સ્વ-પર કલ્યાણની સાધના કરવા સમર્થ થાય છે લધાભાઇના જીવનમા પણ આપણે આવું જ કઇ જોઇ શકીશું.

રતનશીભાઇની દુકાનેથી થોડે દૂર ભાયખલા નવી ધાવડીમાં કચ્છ-લાયજાના વતની શેઠ ભીમશી કરમશીની દુકાન હતી, જેનો વહીવટ તેમના જ્યેષ્ઠ પુત્ર દેવજીભાઈ ચલાવતા હતા, તેઓ ધર્મભાવનાવાળા સુશીલ અને સદ્‌ગુણી હતા,

તેથી આપણા ચરિત્રનાયક લધાભાઇને તેમની સાથે મિત્રતા થઈ. ગાય અનેક વાછડામાંથી પોતાનું વાછડું શોધી લે છે, તેમ મનુષ્યો પણ વિશાળ માનવસમૂહમાંથી પોતાને યોગ્ય મનુષ્યની પસંદગી કરી લે છે. તેથી જ કહેવાયું છે કે 'મનુષ્ય જે જાતની મિત્રતા કરે છે, તે પરથી તે ઓળખાઇ જાય છે' તાત્પર્ય કે તે જો સારા, ઉત્તમ ચારિત્રવાન પુરુષોની દોસ્તી કરે તો સમજવું કે તે પોતે સારો છે અને જો લુચ્ચા-લબાડ અવાલીની દોસ્તી કરે તો સમજવું કે એ પોતે ખરાબ છે.

લધાભાઇ અને દેવજીભાઈ બંને મિત્રો દુકાનના કામ-કાજથી પરવારે ત્યારે ભેગા થતા, ભાયખલાનાં દહેરાસરે દર્શન કરવા જતા અને ધર્મના વિવિધ વિષયો પર વાર્તાલાપ કરી આનંદ માણતા. કોઇ કવિએ ઠીક જ કહ્યું છે કે 'સુજ્ઞ પુરુષોનો સમય સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન, ધર્મ આદિનો વિનોદ કરવામાં વ્યતીત થાય છે, ત્યારે મૂર્ખ લોકોનો સમય ખાવાપીવામાં, ઊંઘવામાં અને કલહ કરવામાં પૂરો થઇ જાય છે.'

લધાભાઇની આ સુખદ મિત્રતાને હજી એકાદ વર્ષ પસાર થયું હશે, ત્યાં (સં. ૧૯૫૮ માં) મુંબઇ શહેરમાં 'પ્લેગ' ફાટી નીકળ્યો. અને માણસો ટપોટપ મરવા લાગ્યા. તેમાંથી બચવા માટે સરકારે કેટલીક સૂચનાઓ બહાર પાડી, પણ આ રોગ તેને દાદ આપતો ન હતો. મૃત્યુ સંખ્યા દિન-પ્રતિદિન વધતી જતી હતી અને મનુષ્યો બાવરા બનીને તેની સામે જોઇ રહેતા. આ મહારોગ ચરિત્રનાયકના શેઠ શ્રી રતનશી-ભાઇને પણ લાગુ પડ્યો અને તેઓ આઠ જ દિવસની બિમારીમાં મૃત્યુને આધીન થયા.

આ બનાવે લધાભાઈનાં કોમળ હૃદય ઉપર ભારે આઘાત કર્યો તે વિચારવા લાગ્યા કે 'હજી ગઈકાલ જેઓ તદ્દન સાજા-સારા હતા તે એકાએક બિમાર પડ્યા અને માત્ર આઠ જ દિવસમાં ઉપડી ગયા, તો આ જીવનનો ભરોસો શું ? મહાપુરુષોએ સંપત્તિને ચંચળ, યૌવનને ક્ષણભંગુર અને આયુષ્યને જમના દાતની વચ્ચે રહેલું કહ્યું છે* તે ખોટું નથી. આ સ્થિતિમાં સંસારનો સર્વ મોહ છોડી આત્મકલ્યાણ કરી લેવું એ જ ઇષ્ટ છે ' આ પ્રકારના વિચારોને શાસ્ત્રકારોએ વૈરાગ્ય કહ્યો છે, એટલે આ પ્રસંગથી લધાભાઈના જીવનમાં વૈરાગ્યનું બીજારોપણ થયું, એમ કહીએ તો યોગ્ય લેખાશે

જમીનમાં બીજ વવાયા પછી જો અનુકૂળ પાણી મળતું રહે તો તે બીજ અવશ્ય પાંગરે છે અને તેમાંથી અનુક્રમે સ્કંધ, શાખા, પ્રતિશાખા, પત્ર, પુષ્પ તથા ફળ પ્રકટે છે. તે જ રીતે માનવહૃદયમાં વૈરાગ્યનું બીજ વવાયા પછી જો તેને સત્સંગરૂપી પાણી મળતું રહે તો તેમાંથી અનુક્રમે ત્યાગ, સંયમ, તપ, કર્મનિર્જરા, અક્રિયા અને મોક્ષ પ્રકટે છે.

લધાભાઈના જીવનનું એ સદ્ભાગ્ય હતું કે તેમને દેવજીભાઈ જેવા એક ભવભીરૂ ભવ્યાત્માનો સત્સંગ થયો હતો, અને તે દિવસે દિવસે વૃદ્ધિ પામી રહ્યો હતો જ્યારે દેવજીભાઈએ લધાભાઈને વૈરાગ્યથી વાસિત થયેલા જોયા, ત્યારે કહ્યું—કે 'દોસ્ત ! આ સંસાર ખરેખર ! અસાર છે તેમાં

---

* चला विभूति क्षणभङ्गि यौवनम् ।
कृतान्तदन्तान्तरवर्ति जीवितम् ॥

જે સુખો જણાય છે, તે ઝાંઝવાનાં નીર ( મૃગતૃષ્ણિકા ) જેવાં મિથ્યા છે, છતાં આપણે તેના તરફ દોટ મૂકી રહ્યા છીએ. આ દેહનું શું પરિણામ આવશે. તેનો કદી ગંભીરપણે વિચાર કરીએ છીએ ખરા ? કોઇ દારૂડિયો દારૂ પીને મસ્ત બને અને પોતાને સર્વથી વધારે સુખી માની લે તેના જેવી જ આપણી સ્થિતિ છે. જો આવી રીતે આપણે દિવસો પસાર કર્યે જઈશું તો આપણો ઉદ્ધાર કયારે થશે ? એટલે મેં તો મનથી એવો સંકલ્પ કર્યો છે કે કોઇ યોગ્ય ગુરૂ મળી જાય તો તેમની પાસે ભવતારિણી ભાગવતી દીક્ષા લેવી અને જીવન સાર્થક કરવું.'

લધાભાઇએ કહ્યું, કે 'મિત્ર ! મારી પણ આવી જ મનો ભાવના છે. મને હવે સંસારની કોઇ પણ બાબતમાં રસ પડતો નથી. મારા મનમાં એમજ થયા કરે છે કે કયારે હું નિર્મળ ચારિત્ર પાળીશ, કયારે હું જિનેશ્વર ભગવંતની આજ્ઞાઓ શિરોધાર્ય કરીશ અને કયારે હું આ જન્મ-જરા મરણનાં ચક્રમાંથી મુકત થઇશ ? જો આપણને સદ્ગુરૂનો યોગ મળે તો સાથે જ દીક્ષા લઇશું અને આત્મકલ્યાણ સાધીશું.'

આ રીતે બંનેએ એક જ ગુરૂ પાસે દીક્ષા લેવાનો નિર્ણય કર્યો અને તેઓ યોગ્ય ગુરૂની પ્રતીક્ષા કરવા લાગ્યા.





૪

## વચનસિદ્ધ મહાપુરૂષનો સમાગમ

'જેવી ભાવના તેવી સિદ્ધિ' એ વસ્તુનો અનુભવ આજ સુધીમાં લાખો-ક્રોડો મનુષ્યોએ કરેલો છે અને ધારીએ તો આપણે પણ કરી શકીએ છીએ જો આપણી ભાવના ખરેખર જ અતિ પ્રબળ હોય તો તે પ્રમાણે જરૂર સિદ્ધિ થાય છે લધાભાઇ અને દેવજીભાઇના જીવનની આગામી ઘટના આપણને આ વસ્તુની પ્રતીતિ કરાવે છે

શ્રી ખરતરગચ્છ વિભૂષણ, ક્રિયોદ્ધારક, શાસનપ્રભાવક, વચનસિદ્ધ, પુણ્યપ્રભાવી, મહાત્મા મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજ તે જ સાલમા એટલે વિ સ ૧૯૫૮ મા મુબઇ પધાર્યા. આ તેમનું બીજી વારનુ આગમન હતુ.

વિ સં ૧૯૪૭ મા તેઓશ્રીની મુબઇમા પહેલી પધરામણી થઇ, ત્યારે જૈન જનતાનો આનદ સીમા વટાવી ગયો હતો મુબઇ શહેર અને પરાના હજારો સ્ત્રી-પુરૂષો તેઓશ્રીના દર્શન માટે ઉમટી પડયા હતા સ્થળે સ્થળે ગહુંલીઓ

કાઢવામાં આવી હતી અને સોના-રૂપાનાં ફૂલ તથા સાચાં મોતીએ તેઓશ્રીનાં વધામણાં થયા હતાં. તે વખતના ભારતના વાઈસરૉય લૉર્ડ રિપનને મુંબઇ નગરીએ જે આવકાર આપ્યો હતો, તેના કરતાં આ આવકાર નિઃસંશય ચડિયાતો હતો. આ સ્વાગત અતિ ભાવભીનું અને અપૂર્વ હતું અને હજી સુધી તે બીજા કોઇ સાધુસંતને પ્રાપ્ત થયું નથી.

તેઓશ્રીની પ્રેરણાથી જ મુંબઇ શહેરમાં બાબુ પન્નાલાલ જૈન હાઈસ્કૂલની સ્થાપના થઇ હતી. તેઓશ્રી એવા પ્રભાવશાળી અને પુણ્યમૂર્તિ હતા કે મુંબઇના જૈન સમાજમાં ઘરે ઘરે અને ઉપાશ્રયે ઉપાશ્રયે તેઓશ્રીની સુંદર વિવિધરંગી છબીઓ આજ પણ નજરે પડે છે. પ્રાતઃકાળમાં તેઓશ્રીનાં દર્શન અને નામસ્મરણ પણ પરમ પાવનકારી મનાય છે.

તેઓશ્રીની સુધાસ્યંદિની મધુર વાણી સાંભળવા હજારો ભાવિક સ્ત્રીપુરુષો એકત્ર થતાં હતાં અને તેમાંથી પરલોકનું પવિત્ર ભાતું બાંધી લેતાં હતાં. આપણા ચરિત્રનાયક પોતાના મિત્ર દેવજીભાઇ સાથે આ મહાપુરુષનાં વ્યાખ્યાનોમાં જવા લાગ્યા. અમૃત તો જે ચાખે તેને મીઠું લાગે, એટલે ચરિત્રનાયક તથા દેવજીભાઈને એ વ્યાખ્યાનોમાં ખૂબ રસ પડવા લાગ્યો, અને તેઓ નિયમિતપણે યથાસમય વ્યાખ્યાન સભામાં હાજર થવા લાગ્યા. એ વખતે આ મહાપુરુષનો વિશેષ પરિચય ન હતો, એટલે વ્યાખ્યાન પુરું થતાં બંને જણ મહાપુરુષને વંદન કરીને ચાલ્યા જતા.

એક દિવસ મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજે માનવભવની દુર્લભતા, દેહની ક્ષણભંગુરતા, તીર્થંકર ભગવંતોએ

પ્રરૂપેલા સિદ્ધાંતોની ખૂબી, સંસારની મોહજાળમાંથી બચવાના ઉત્તમ માર્ગો, તપશ્ચર્યા અને ભાગવતી દીક્ષા ઉપર મનનીય વિચારોથી ભરપૂર અતિ સુંદર વ્યાખ્યાન આપ્યું. લધાભાઈ અને તેમના મિત્ર દેવજીભાઇ આ વ્યાખ્યાનમાં હાજર હતા. આ વ્યાખ્યાન શ્રવણથી તેમના રોમેરોમમાં વૈરાગ્યની ભાવના વ્યાપી ગઈ.

વ્યાખ્યાન પૂરું થતાં મહુ ગુરુદેવને વંદના કરી પ્રભાવના લઈને જવા લાગ્યા ત્યારે આ બંને મિત્રો બેસી રહ્યા તેમને વિચારમગ્ન જોઈને ગુરુમહારાજે કહ્યું 'ભાગ્યશાળીઓ ! તમારે દુકાને જવાનું મોડુ થતું હશે !' ત્યારે બન્ને મિત્રોએ કહ્યું: 'કૃપાળુ ! આપની અમૃતમય મધુર વાણી તો અમે દરરોજ સાંભળીએ છીએ, પણ આજની વાણીએ અમારા હૃદય પર ભારે અસર કરી છે ઘણા વખતથી અમારી દીક્ષા લેવાની ભાવના હતી તે આજે પૂર્ણ જાગૃત થઈ છે માટે ગુરુદેવ ! અમને તારો '

ગુરુદેવે પૂછ્યું 'તમારુ જન્મસ્થલ કયુ' તમારુ નામ શું?'

ત્યારે દેવજીભાઈએ કહ્યુ' 'હું કચ્છ-લાયજાનો રહીશ છુ, મારુ નામ દેવજી આ મારા બાળમિત્ર કચ્છ-મોટી ખાખરના રહીશ છે તેમનુ નામ લધાભાઈ મારા પિતાશ્રીની ભાયખલા નવી-પાવડીમાં દુકાન છે અને લધાભાઈ ભાયખલામાં અનાજની દુકાને નોકરી કરે છે હજી અમે બન્ને અપરિણીત છીએ. અમારા બંનેમાંથી મારે બે ભાઈઓ અને બે બહેનો છે અને લધાભાઈને એક ભાઈ અને એક બહેન છે. અમારા બંનેના માતા-પિતા ઘણી ધાર્મિક ભાવનાવાળા છે.'

ગુરુદેવે આ બધું શાંત ચિત્તે સાંભળ્યા પછી કહ્યું: 'ભાગ્યવાનો! તમારી ભાવના ઘણી ઉત્તમ છે, પણ સંયમનું પાલન સહેલું નથી. એ તો ખાંડાની ધાર પર ચાલવા જેવું અતિ દુષ્કર છે. જૈન શ્રમણોને ગ્રામાનુગ્રામ વિહાર કરવો પડે છે. ગોચરીમાં લૂખુંસૂકું જે કંઇ મળે તેનાથી ચલાવવું પડે છે, માથે લોચ કરાવવો પડે છે, ટાઢ-તડકામાં ઉઘાડા પગે ચાલવું પડે છે, કંચન-કામિનીનો સર્વથા ત્યાગ કરવો પડે છે. વળી ઉગ્ર તપશ્ચર્યા અને શાસનસેવા કરવી પડે છે. માટે તમે બરાબર વિચાર કરી જુઓ કે તમારાથી આ બધું સહન થશે કે કેમ?'

ઉત્તરમાં બંને મિત્રોએ જણાવ્યું કે 'પૂજ્ય ગુરૂદેવ! આ બધું અમે જાણી ચૂક્યા છીએ, પણ જન્મજન્મના ફેરા ફરતાં આત્માને જે મુશીબત-દુઃખ-કષ્ટો ઉઠાવવાં પડે છે, તેની આગળ આ કષ્ટો કોઇ હિસાબમાં નથી. સંયમની સાધના અર્થે અમે આ બધાં કષ્ટો હસતાં મુખડે સહન કરી લઈશું. આ દુઃખમય સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણ સાધી લેવાની અમને તીવ્ર તાલાવેલી જાગી છે, તો આપના આશીર્વાદ આપો અને અમારો માર્ગ મંગલમય બનાવો.'

બંને મુમુક્ષુઓની આવી મક્કમતા જોઇ ગુરુદેવ પ્રસન્ન થયા અને તેમના હાથ જોયા. તેમાં સંયમની બલવતી રેખાઓ પડેલી હતી, એટલે બંનેને આશીર્વાદ આપ્યા અને તેમણે પોતાનું સર્વસ્વ ગુરુદેવને ચરણે ધરી દીધું. બાદ ગુરુદેવે આ બંને મુમુક્ષુઓને તથા ચીમનાજી નામના લાંબા વખતથી દીક્ષાની ભાવનાવાળા એક ત્રીજા ગૃહસ્થને આબુ પાસે મંઢારમાં

પોતાના વિદ્વાન શિષ્ય શ્રી રાજમુનિજી પાસે જવાની આજ્ઞા ફરમાવી સાથે એક પત્ર લખી આપ્યો, તેમાં આ દીક્ષાર્થીઓની યોગ્યતા દર્શાવી અને તેમને કયા મુહૂર્તે દીક્ષા આપવી એ પણ જણાવ્યુ

ગુરુદેવની આજ્ઞા શિરોધાર્ય કરી આ ત્રણે દીક્ષાર્થીઓ પોતાને કૃતકૃત્ય માનતા મંદાર જવા રવાના થયા મંદાર જતા પહેલા દેવજીભાઈ અને લધાભાઈએ પોતાના માતા-પિતાને એક પત્ર લખી પોતાની દીક્ષા લેવાની પ્રબળ ભાવના જણાવી દીધી હતી.

ગાડી પાલઘર પહોંચી કે બધા મુસાફરોને નીચે ઉતારવામા આવ્યા અને ડૉકટર મારફત તેમના શરીરની તપાસ થવા લાગી. એ વખતે ભારતના ઘણા ભાગોમા પ્લેગ ચાલતો હતો, તેથી સાવચેતીના પગલા તરીકે સરકાર તરફથી આ ગોઠવણ કરવામા આવી હતી ડૉકટરે આ દીક્ષાર્થી ત્રિપુટીને તપાસી, તેમા ચીમનાજીને કવૉરેન્ટાઇનમા મોકલવા યોગ્ય માની રોકી લીધા અને બને મિત્રોને જવા દીધા એક જ મકદપથી સાથે પ્રવાસ કરનાર ત્રણ વ્યક્તિઓ પૈકી એકને વિઘ્ન આવે અને બે તેમાથી બચી જાય, એને આપણે ભાગ્ય કે ભવિતવ્યતા સિવાય બીજુ શું કહી શકીએ ?

'આવેલુ વિઘ્ન ટળ્યુ' એમ માની બને મિત્રો ઘણા હર્ષ પામ્યા અને ત્યાંથી આગળ વધ્યા, પરંતુ વાટખર્ચીના બધા પૈસા તો ચીમનાજી પાસે રહી ગયા હતા. હવે શું કરવુ ? આખરે તેમણે પોતાની પાસે રૂપાના બટન વગેરે વેચીને વાટખર્ચીના પૈસા મેળવી લીધા અને એ રીતે તેઓ મંદારમાં

શ્રી રાજમુનિજી પાસે પહોંચ્યા. તેમણે મુનિશ્રીને વિધિપૂર્વક વંદન કરી ગુરુદેવે આપેલો પત્ર સુપ્રત કર્યો અને પોતાની દીક્ષાની ભાવના પૂરી કરવા વિનંતિ કરી.

મુનિશ્રીએ ગુરુદેવનો પત્ર વાંચી તથા દીક્ષાનું મુહૂર્ત જાણી તેમને દીક્ષા દેવાનો નિર્ણય કર્યો અને ત્યાંથી વિહાર કરી તેઓ રેવદર ગામે પધાર્યા. આ વખતે તેમની સાથે વડીલ ગુરુભ્રાતા શ્રી કાંતિમુનિજી અને તેમનાં શિષ્યરત્ન શ્રી જીવણ-મુનિજી હતા.





૫

# દીક્ષા-મહોત્સવ

દીક્ષાર્થીને દીક્ષા આપતા પ્રશ્નશુદ્ધિ, કાલશુદ્ધિ, ક્ષેત્રશુદ્ધિ, દિશાશુદ્ધિ અને વંદનાશુદ્ધિ એ પાચ પ્રકારની શુદ્ધિ જાળવી લેવી જોઇએ, એવુ જૈન શાસ્ત્રોનુ ફરમાન છે. પ્રશ્નશુદ્ધિ એટલે પ્રશ્નો પૂછીને તેના માતા, પિતા, કુળ વગેરે સબધી માહિતી મેળવવી અને તે પોતે દીક્ષાના વિષયમા શું સમજે છે ? તે જાણી લેવુ કાલશુદ્ધિ એટલે અમુક નક્ષત્રમા અમુક તિથિએ દીક્ષા આપવી, પણ દીક્ષાને માટે જે નક્ષત્ર-તિથિને નિષિદ્ધ ગણ્યા હોય, તેમાં દીક્ષા આપવી નહિ, ક્ષેત્રશુદ્ધિ એટલે શેરડીનુ ખેતર, ડાગરનુ ખેતર, બાગ, બગીચા, વાડી, સુંદર વૃક્ષ, સરિતાતટ, સરોવરતટ, જિનચૈત્ય કે ઉપાશ્રય આદિ પ્રશસ્ત સ્થાનમા દીક્ષા આપવી દિશાશુદ્ધિ એટલે પૂર્વાભિમુખ, ઉત્તરાભિમુખ, અથવા જે દિશામા કેવલી ભગવત વિચરતા હોય કે જિનચૈત્ય આવેલુ હોય તે દિશામા બેસાડીને દીક્ષા આપવી. અને વદનાશુદ્ધિ એટલે ચૈત્યવદન, દેવવદન તથા કાયોત્સર્ગાદિ-પૂર્વક વાસક્ષેપ, રજોહરણ તથા વેશસમર્પણની ક્રિયા કરવી.

પૂજ્ય ગુરુદેવે પ્રશ્નો પૂછીને આ બંને મુમુક્ષુઓની માહિતિ મેળવી લીધી હતી તથા કાલશુદ્ધિ સાચવવા માટે શુભમુહૂર્ત કાઢી આપ્યું હતું. બાકીની ત્રણ શુદ્ધિઓ દીક્ષા આપવાના દિવસે સાચવવાની હોય છે. તેનું આપણે આગળ પર નિરીક્ષણ કરીશું.

શ્રી હરિભદ્રસૂરિજીએ ધર્મબિન્દુમાં 'तथा भविकरणमिति' સૂત્રવડે દીક્ષાર્થીની ભાવના વધતી રહે એમ કરવાનું સૂચવ્યું છે, તેથી શ્રી રાજમુનિજી આ બંને મુમુક્ષુઓને પાસે બેસાડી તેમને મનુષ્યભવની દુર્લભતા, વીતરાગ શાસનની લોકોત્તરતા તથા સંયમની ભવતારકતા વગેરે સમજાવવા લાગ્યા. મુનિઓ પણ એક જાતના માળી છે. તેઓ મુમુક્ષુરૂપી છોડને ઉપદેશરૂપી જળનું સિંચન કરી એવી રીતે ઉછેરે છે કે તેને ચારિત્રરૂપી ચારુ પુષ્પ પ્રકટ્યા વિના રહે જ નહિ.

દીક્ષાની જાણ થતાં રેવદરના શ્રી સંઘે અતિ હર્ષ પામી અષ્ટાહ્નિકા-મહોત્સવ શરૂ કર્યો. અને રોજ ચડતા પરિણામે પૂજા-પ્રભાવનાદિ થવા લાગ્યા. તે સાથે બંને દીક્ષાર્થીઓને ભોજન માટે જૂદા જૂદા ગૃહસ્થો તરફથી આમંત્રણો મળવા લાગ્યાં. અને ભરયુવાવસ્થામાં આવો ઉત્કટ વૈરાગ્ય પ્રકટવા બદલ શતશઃ અભિનંદનો પ્રાપ્ત થવા લાગ્યાં.

વિ. સં. ૧૯૫૮ના ચૈત્ર (ગુ. ફાગણ) વદિ *ત્રીજનાં શુભમુહૂર્તે દીક્ષાનો વરઘોડો ખૂબ ઠાઠથી ચઢ્યો. એ વખતે સંઘના ઉત્સાહનું તો પૂછવું જ શું? બે નવયુવાનો માતા-

* આ લેખમાં બધા સંવતો ચૈત્રી વર્ષ પ્રમાણે સમજવા. સુદિ-વદિની ગણના મારવાડી રિવાજ પ્રમાણે જાણવી.

પિતાની સમ્મતિપૂર્વક પોતાને આંગણે પરમકલ્યાણકારી પ્રવજ્યાનો સ્વીકાર કરે, એથી વધારે રૂડો અવસર બીજો કયો આવવાનો હતો ? વરઘોડો ગામમા ફરી ગામની બહાર આવ્યો અને એક વિશાળ વટવૃક્ષ નીચે થોભ્યો કે જ્યા આજનો મગલવિધિ કરવા માટે ખાસ મડપ ઉભો કરવામા આવ્યો હતો ત્યા ચતુર્વિધ મઘની હાજરીમા શ્રી જિનેશ્વરદેવના સમવસરણ સમક્ષ શ્રી રાજમુનિજીએ દીક્ષાને લગતો બધો વિધિ કરાવ્યો આ રીતે ક્ષેત્રશુદ્ધિ, દિશાશુદ્ધિ અને વદનાશુદ્ધિ જાળવી, બને મુમુક્ષુઓને દીક્ષાદાન કરતા સકળ સઘમાં અનેરો આનદ વ્યાપી ગયો સસાર છોડીને દીક્ષા ગ્રહણ કરતા નવુ જીવન શરૂ થાય છે, એટલે તે ક્ષણથી મુમુક્ષુને નવુ નામ આપવામા આવે છે આ રીતે દેવજીભાઇને શ્રી રત્નમુનિનું અને લધાભાઇને શ્રી લબ્ધિમુનિનું શુભ નામ પ્રાપ્ત થયુ અને તે બનેને મુનિશ્રી રાજમુનિજીના શિષ્યો જાહેર કરવામા આવ્યા.

દીક્ષાનુ કાર્ય સંપન્ન થયા પછી શ્રી રાજમુનિજી નૂતન શિષ્યાદિ પરિવાર સાથે શીરોહી પધાર્યા કે જે તેના સુદર જિનમદિરો માટે સુપ્રસિદ્ધ છે અહીં મુમુક્ષુ ચીમનાજી આવી જતા તેમને વિધિપૂર્વક દીક્ષા આપવામા આવી અને તેમને શ્રી કાતિમુનિજીના શિષ્ય શ્રી ચીમનમુનિજી કરવામા આવ્યા

ચરિત્રનાયકે દીક્ષા લીધાની ખબર પડતા પિતા વગેરે શિરોહી આવ્યા અને તેમને પાછા લઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓ આ ભાગના અજાણ્યા હતા અને ચરિત્રનાયકની ભાવના ઘણી દૃઢ હતી, એટલે તેઓ એ પ્રયત્નમા સફળ થયા નહિ.

ત્યાંથી વિહાર કરી મુનિશ્રી રાજમુનિજી આદિ શિવગંજ વગેરે ગામોમાં ફરતાં ફરતાં મંઢાર પધાર્યા અને ત્યાંના શ્રી સંઘની આગ્રહભરી વિનંતિ થતાં સં. ૧૯૫૯ ના ચાતુર્માસ માટે ત્યાંજ સ્થિર થયા. મંઢારમાં પર્યુષણનો ઠાઠ અનેરો રહ્યો. તપશ્ચર્યા ખૂબ સારી થઇ, સંઘમાં આનંદ આનંદ વર્તાઇ રહ્યો. નૂતન મુનિઓને પંચ પ્રતિક્રમણ સુધીનો અભ્યાસ કરાવવામાં આવ્યો. તેમણે તપશ્ચર્યા પણ બહુ સારી કરી. તેઓ પૂજ્ય ગુરુદેવની છત્રછાયામાં સંયમ માર્ગે આગળ વધવા લાગ્યા.





૬

## વડીદીક્ષા

ચાતુર્માસ પૂર્ણ થતા શ્રી રાજમુનિજી પોતાના બંને શિષ્યોની સાથે આબૂગિરિ પર પધાર્યા કે જે પોતાની અનેક વિધ વિશેષતાઓને લીધે સમસ્ત ભૂમંડલમા પ્રસિદ્ધ છે. ત્યાં દેલવાડા, અચલગઢ, વગેરેની યાત્રાથી કૃતકૃત્ય થઇ તેઓશ્રીએ મારવાડમા આવેલી નાની પચતીર્થી ( નાદિયા, લોટાણા, દીયાણા, નીતોડા અને નાણા ) તથા મોટી પંચતીર્થી ( રાણકપુરજી, મૂછાળા મહાવીર, નાડોલ, નાડલાઈ અને વરકાણા ) ને જુહારી અને ત્યારબાદ ગ્રામાનુગ્રામ વિહાર કરી શિવગંજને પાવન કર્યું શિવગંજ શહેર મનોહર મકાનો શ્રદ્ધાસપન્ન શ્રાવકો અને રમણીય જિનપ્રાસાદથી વિભૂષિત છે

અહીં શ્રાદ્ધસમૂહની આગ્રહભરી વિનંતિ થતા પૂજ્ય મુનિશ્રીએ નૂતન શિષ્યોને વડી દીક્ષા આપવાનો તથા ચાતુર્માસની સ્થિરતા કરવાનો નિર્ણય કર્યો ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કોને આનંદકારી થતી નથી ? તાત્પર્ય કે આથી શિવગંજના શ્રી સંઘને અતિશય આનંદ થયો અને તે પોતાને ધન્ય માનવા લાગ્યો.

આ અવસરે સમાચાર મળ્યા કે મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજના મુખ્ય શિષ્ય પંન્યાસ શ્રી યશોમુનિજી મુંબઇથી વિહાર કરી જાવાલ પધાર્યા છે, એટલે શ્રી રાજમુનિજી તેમને મળવા ઉત્સુક થયા અને તેઓ નૂતન મુનિઓ સાથે જાવાલ પધાર્યા. બંનેનું મિલન ખરેખર હૃદયંગમ હતું. નુતન શિષ્યોને જોઇ પંન્યાસજી મહારાજ હર્ષિત થયા. અહીં શ્રી રાજમુનિજીએ નૂતન મુનિઓને આવશ્યકાદિ યોગમાં જોડવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી અને પંન્યાસજીએ બંને મુનિઓને યોગમાં દાખલ કર્યા ઉપધાન તપ વડે શ્રાવકો જેમ નમસ્કારાદિ સૂત્રોને સમીપ કરે છે, તેમ યોગોદ્વહનની વિશિષ્ટ આરાધના વડે મુનિપુંગવો આગમ સૂત્રોને પોતાની સમીપ કરે છે ત્યાં શ્રી સંઘની ભાવના થતાં પૂજ્ય પંન્યાસજીએ ઉપધાન તપની આરાધના આનંદપૂર્વક કરાવી અને માલારોપણનો મહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવાયો. બીજી બાજુ નૂતનમુનિઓનું યોગોદ્વહન પણ પૂર્ણ થયું.

જાવાલથી પંન્યાસ શ્રી યશોમુનિજી મહારાજ, શ્રી રાજમુનિજી મહારાજ તથા નૂતન મુનિઓ શિવગંજ પધાર્યા. શ્રી સંઘે તેમનું ભાવભીનું સુંદર સ્વાગત કર્યું, બાદ નૂતન મુનિઓને વડી દીક્ષા આપવાની તૈયારીઓ થવા લાગી.

વિ. સં. ૧૯૬૦ ના વૈશાખ સુદિ ૧૦ ના દિવસે મહોત્સવપૂર્વક શ્રી સંઘ સમક્ષ પંન્યાસજી મહારાજે શ્રી રત્નમુનિને તથા શ્રી લબ્ધિમુનિને વડી દીક્ષા આપી અને જૈન ધર્મમાં સાધુતાનું જે સર્વોચ્ચ સ્થાન છે, તેનો ખ્યાલ આપતાં જણાવ્યું કે ' હે મુનિઓ! તમે પંચમહાવ્રતનું ચુસ્તપૂર્વક સારી રીતે

પાલન કરજો, આ વિષયમાં હું તમને એક રસપ્રદ કથા કહું છુ તે ધ્યાનથી સાભળો.

## મહાવ્રતોના પાલન પર ચાર પુત્ર વધુઓનુ દૃષ્ટાંત

ધનાવહ નામે એક શેઠ હતા, તેને ચાર પુત્રો હતા આ ચારે પુત્રો વિનયી અને વિવેકી હતા તે જ્યારે યોગ્ય ઉમરના થયા ત્યારે પિતાએ તેમને સારા ઘરની કન્યાઓ સાથે પરણાવ્યા હવે એક દિવસ ધનાવહ શેઠને વિચાર થયો કે 'હુ ઘરડો થતો જાઉ છુ, આ દેહ ક્યારે પડશે તે કહેવાય નહિ માટે હું મૃત્યુ પામુ તે પહેલા આ ઘરનો કારભાર બરાબર વ્યવસ્થિત ચાલે તે માટે ચારે વહુઓની પરીક્ષા કરું તેમાં જેની જે પ્રકારની યોગ્યતા જણાય તેને તે પકારનુ કામ સોપુ, કારણ કે અધિકારની પ્રાપ્તિ માટે યોગ્યતા એ મુખ્ય વસ્તુ છે' પછી તેણે એક દિવસ પોતાના કુટુબીઓ વગેરેને જમવા નોતર્યાં અને ભાતભાતના જમણ કર્યા, એ જમણ પત્યા પછી તેણે બધાની સમક્ષ પોતાની ચાર પુત્રવધૂઓને બોલાવી અને તે દરેકને ડાગરના પાચ પાચ દાણાં આપીને કહુ કે 'આ દાણા જાળવી રાખજો અને હુ માગુ ત્યારે મને પાછા આપજો'

આ દાણા લીધા પછી મોટી વહુ ઉજ્ઝિકાએ વિચાર કર્યો કે 'માણસો ઘરડા થાય ત્યારે તેમની અક્કલ ઓછી થાય છે, નહિ તો સસગજી આખા કુટુબને તેડાવી તેમની સમક્ષ ડાગરના પાચ દાણા સાચવવા કેમ આપે? આપણા ઘરમા તો તેની કોઠીઓ ભરી છે માટે જ્યારે તે માગશે, ત્યારે તેમાથી પાછા આપીશ, એમ વિચારી તેણે પેલા પાંચ દાણા ફેંકી દીધા.

બીજી વહુ ભક્ષિકાએ વિચાર કર્યો કે સસરાજીને આ શું સૂઝયું ? કાંઇ નહિ ને ડાંગરના પાંચ દાણા સાચવવા આપ્યા ? પરંતુ વડીલની આપેલી વસ્તુ ફેંકી દેવાય નહિ ! આમ વિચારીને પેલા દાણા ફોલીને ખાઇ ગઇ.

ત્રીજી વહુ રક્ષિકાએ વિચાર કર્યો કે સસરાજીએ ગમે તે કારણે આ દાણા સાચવવા આપ્યા છે, માટે તેને સાચવી રાખવા ' એટલે તેણે એ પાંચ દાણાને ઘરેણાનાં ડાબલામાં સાચવીને રાખી મૂકયા.

ચોથી વહુ રોહિણી બહુ ડાહી હતી. તેણે વિચાર્યું કે ' સસરાજીએ આપેલ દાણાની આપણે વૃદ્ધિ કરવી જોઇએ. ' એટલે તેણે એ પાંચ દાણા પોતાના ભાઇઓને આપ્યા અને કહ્યું કે ' આ પાંચ દાણા એક જુદો કયારો કરીને વાવજો. પછી તેમાંથી જેટલા દાણા પાકે તે બીજા વર્ષે જૂદો કયારો કરીને વાવજો અને એ રીતે જ્યાં સુધી હું ન કહેવરાવું ત્યાં સુધી તેને વાવ્યા કરજો. ' ભાઇઓએ તેનું વચન અંગીકાર કર્યું અને કહ્યા મુજબ કરવા માંડયું. એટલે પહેલા વર્ષે એ દાણા અર્ધી પાલી થયા, બીજા વર્ષે આઠ-દશ પાલી થયા, ત્રીજા વર્ષે તેથી દશબારગણા થયા, ચોથા વર્ષે તેનાથી પણ દશબારગણા થયા અને પાંચમે વર્ષે તો મોટો કોઠાર ભરાણો. ભાઇઓએ આ બાબતની ખબર બહેનને આપ્યા કરી.

હવે પાંચ વર્ષ પૂરા થયા, એટલે ધનાવહ શેઠે કુટુંબી-જનોને ફરી જમવા નોતર્યાં અને તેમની સમક્ષ ચારે વહુઓ પાસેથી પેલા દાણા માગ્યા. એટલે ઉજ્ઝિકાએ કોઠારમાંથી લાવીને તે દાણા આપ્યા. તે જોઇ સસરાએ કહ્યું કે ' આ

દાણા મારા આપેલા નથી ' પછી બહુ આગ્રહથી સોગન દઇને પૂછ્યું, ત્યારે તેણે કબૂલ કર્યું કે ' આ દાણા તે નથી. ' એટલે શેઠે ફરીને પૂછ્યું કે ' એ દાણાનું શું કર્યું ? ' ત્યારે વહુએ કહ્યું કે ' એ તો મેં ફેંકી દીધા ' આથી ધનાવહ શેઠને ઘણું દુઃખ થયું

પછી બીજી ભક્ષિકા પાસેથી દાણા માગ્યા, તો તેણે પણ ઘરમાંથી લાવીને આપ્યા, શેઠે કહ્યું કે ' આ દાણા મારા આપેલા નથી ' ત્યારે તેણે તરત જ કબૂલ કર્યું કે ' વાત સાચી છે, એ દાણા તો હું ખાઇ ગઇ હતી '

પછી ત્રીજી વહુનો વારો આવ્યો, ત્યારે તેણે ઘરેણાંના ડાબલામાંથી એક વસ્ત્રની પોટલી કાઢી અને તેના છેડે બાંધેલી ગાંઠ છોડીને પાંચ દાણા ગણી આપ્યા.

પછી ચોથી વહુનો વારો આવ્યો, ત્યારે તેણે કહ્યું કે ' સસરાજી ! એ દાણા એમ ન આવે, એને લાવવા માટે તો ગાડાં જોઇશે, કારણ કે એ દાણાથી આખો કોઠાર ભરાઇ ગયેલો છે ! પછી તેણે જે વ્યવસ્થા કરી હતી, તે કહી સમજાવી આથી શેઠ ઘણા ખુશ થયા અને કુટુંબીજનોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ

આમ ચારે પુત્રવધૂઓની બુદ્ધિની પરીક્ષા થઇ ગઇ. તે અનુસાર ધનાવહ શેઠે ઉજ્ઝિકાને કચરો-પૂંજો કાઢવાનું કામ સોંપ્યું. ભક્ષિકાને રસોઇનું કામ સોંપ્યું, રક્ષિકાને ઘરની મિલ-કત-દાગીના સંભાળવાનું કામ સોંપ્યું અને રોહિણીને ઘરની સર્વ જવાબદારી સોંપી.

આ કથાનો ભાવાર્થ સમજાવતાં પૂજ્ય પંન્યાસજી મહારાજે કહ્યું કે, સગા-સંબંધીઓ સમાન ચતુર્વિધ સંઘ સમક્ષ, શેઠ તુલ્ય ગુરુ મહારાજ, શિષ્યોને પાંચ દાણા સમાન પાંચ મહાવ્રતો આપે છે. તેમાં જેઓ અનેક જાતના અતિચારો લગાવી મહાવ્રતોનો નાશ કરે છે તે ઉજ્ઝિકા જેવા છે; જેઓ રસના ઇંદ્રિના ગુલામ બની સ્વાદિષ્ટ આહારાદિકની શોધમાં પોતાનું જીવન વીતાવે છે, તે ભક્ષિકા જેવા છે; જેઓ બીજાને ધર્મોપદેશ આપી ન શકે પણ પોતે નિરતિચારપણે વિશુદ્ધ ચારિત્ર પાળે તે રક્ષિકા જેવા છે, અને જેઓ ચારિત્રનું વિશુદ્ધ પાલન સાથે ધર્મોપદેશ દ્વારા બીજા અનેક આત્માઓને ધર્મમાર્ગમાં જોડે તે રોહિણી જેવા છે. તો હે મુનિઓ! તમે પણ આ રોહિણીના જેવી દક્ષતા બતાવી તમારાં વ્રતોનું નિરતિચાર પાલન કરજો અને બીજાઓને પણ ધર્મ માર્ગમાં જોડવાનું સામર્થ્ય પ્રાપ્ત કરજો તમે બંને શાસનનાં મહામૂલાં રત્નો બનો, તે માટે હું તમને મંગલ આશીર્વાદ આપું છું.'

નૂતન મુનિઓએ વિનયથી વંદના કરીને કહ્યું કે 'આપના પવિત્ર આશીર્વાદ ફળો.'





૭

# ગુરુકુલવાસ અને શાસ્ત્રાભ્યાસ

ગુરુની સાથે વસવું અને તેમનો વિનય કરવાપૂર્વક ગ્રહણા તથા આસેવના શિક્ષા પ્રાપ્ત કરવી તેને ગુરુકુલવાસ કહેવામા આવે છે શ્રી ગૌતમસ્વામી વગેરે તે ભવે મોક્ષે જનારા મહાપુરુષોએ પણ ગુરુકુલવાસ સેવ્યો છે, તે પરથી એની અસાધારણ મહત્તા સમજી શકાય છે.

આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજીએ દીક્ષા લીધા પછી લાંબા સમય સુધી ગુરુકુલવાસ સેવ્યો અને ઊંડું શાસ્ત્રાધ્યયન કરી વિદ્વત્તા પ્રાપ્ત કરી તથા સયમ સાધનાવડે પોતાના આત્માને ઉજાળ્યો, એ હકીકત આપણે સક્ષેપમાં જાણી લેવાની છે

સં. ૧૯૬૦ નુ ચાતુર્માસ શ્રી રાજમુનિજીએ બંને શિષ્યો સાથે શિવગજમાં કર્યું. ત્યા બંને શિષ્યોએ ગુરુમુખેથી જીવવિચાર, નવતત્ત્વ, દડક, લઘુસગ્રહણી, મોટી સગ્રહણી અને ચાર કર્મગ્રંથ વગેરેનો અભ્યાસ કર્યો, તેમજ સયમ સાધનામા સુદર પ્રગતિ કરી.

ચાતુર્માસ પૂર્ણ થયે ત્યાંથી વિહાર કરી ગુરુવર્ય અનુક્રમે બિયાવર-નવાશહેર પધાર્યા. ત્યાં વ્યાખ્યાનવાણીથી પ્રભાવિત થયેલા શ્રીસંઘે ચાતુર્માસની આગ્રહભરી વિનંતિ કરતાં વિ. ૧૯૬૧ નું ચાતુર્માસ બિયાવર-નવાશહેરમાં થયું. આ ચાતુર્માસમાં નૂતન મુનિઓને શાસ્ત્રાભ્યાસ કરાવવા માટે શ્રીસંઘે સારા વિદ્વાન પંડિતને રોકયા અને તેમની પાસેથી આ બંને ઉત્સાહી મુનિઓએ પૂર્વાર્ધ સારસ્વત, સિદ્ધાંત ચંદ્રિકા, અમરકોષ, બે કાવ્યો, વાગભટ્ટાલંકાર, તર્કસંગ્રહ તથા શ્રુતબોધ વગેરેનો અભ્યાસ કર્યો. અનુભવી પુરુષોએ વિદ્યાર્થીનાં પાંચ લક્ષણો નીચે પ્રમાણે બતાવ્યાં છે—

" काकचेष्टा बकध्यानं, श्वाननिद्रा तथैव च ।
अल्पाहारश्च स्त्रीत्यागो, विद्यार्थिपञ्चलक्षणम् ॥१॥

'કાગડા જેવી ચપળતા ( પ્રમાદનો ત્યાગ ), બગલા જેવી એકાગ્રતા, શ્વાન જેવી નિદ્રા, અલ્પ આહાર અને બ્રહ્મચર્યનું પાલન એ પાંચ લક્ષણો વિદ્યાર્થીનાં છે.'

અમને અહીં સ્પષ્ટ જણાવવા દો કે ઉભય મુનિરત્નો આ પાંચે લક્ષણોથી વિભૂષિત હતા, તેથી તેમનો વિદ્યાભ્યાસ-શાસ્ત્રાભ્યાસ આટલી ઝડપથી આગળ વધ્યો હતો અને તેમનાં મુખારવિંદ પર જ્ઞાનની આભા ઝળકવા લાગી હતી.

સં. ૧૯૬૨ નું ચાતુર્માસ ગુરુવર્યની સાથે પીપાડમાં થયું. ત્યાં કાવ્ય-અલંકાર વગેરેનો અભ્યાસ આગળ વધ્યો. ચાતુર્માસ પૂર્ણ થયે ત્યાંથી વિહાર કરી, કાપરડાજી તથા મેડતાફલોધિ પાર્શ્વનાથની યાત્રા કરી, નાગોરને થોડા દિવસની સ્થિરતાનો

લાભ આપી, પૂજ્ય ગુરુદેવ પોતાની 'જન્મભૂમિ રોહિણીમાં પધાર્યા' આ વખતે ગામલોકોને જે આનંદ થયો, તેનું વર્ણન અમે કરી શકતા નથી સાધુપુરુષો સ્વોપકારની સાથે પરોપકારને પણ કરનારા હોય છે, એટલે સ્થળે સ્થળે પરોપકારની પુણ્યસરિતા વહાવતા રહે, એમાં આશ્ચર્ય શું ?

રોહિણીથી નાગોર, ખજવાણા થઇ સં ૧૯૬૩ના ચાતુર્માસાર્થે તેઓશ્રી કુચેરા પધાર્યા આ ચાતુર્માસને અમે વિશેષ નોંધ પાત્ર એટલા માટે કહીએ છીએ કે તેમાં પૂજ્ય ગુરુદેવના સદુપદેશથી સ્થાનકવાસી સંપ્રદાયની માન્યતાવાળા ૨૫ ઘરો મૂર્તિપૂજક સપ્રદાયની માન્યતાવાળાં બન્યાં આ બધો સમય બને નૂતન મુનિઓને સસ્કૃત કાવ્યાદિનો અભ્યાસ ચાલુ હતો.

આ ચાતુર્માસ બાદ શ્રી રત્નમુનિજીની ભાવના પૂ પંન્યાસ શ્રી જશમુનિજી મહારાજ પાસે સૂત્રોનાં યોગોદ્વહન કરવાની થતા તેઓ ગુરુદેવની આજ્ઞા લઇ ચાણોદ મુકામે પૂ પંન્યાસજી મહારાજ પાસે ગયા, અને આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજી ગુરુદેવની સાથે ફલોધિ પાર્શ્વનાથ, મેડતા, પાલી, શિવગજ વગેરે ગામોને લાભ આપતાં તખતગઢ પધાર્યા. ત્યાં સઘના અતિ આગ્રહથી ચાતુર્માસનો સ્વીકાર કર્યો ત્યારબાદ જાલોર પધારી, ત્યા થોડા દિવસની સ્થિરતા કરી તેઓશ્રી ચાતુર્માસ માટે તખતગઢ પધાર્યા, અહીં તપશ્ચર્યાનો રંગ અનેરો રહ્યો, પર્યુષણની ઊજવણી ઘણી સુદર થઇ અને આપણા ચરિત્રનાયકના અભ્યાસ માટે જોધપુરના વિદ્વાન પડિત નિત્યાનદજીને બોલાવવામા આવ્યા તેમની પાસે ચરિત્રનાયકે માઘકાવ્યઆદિ સસ્કૃતના ઉચ્ચ કોટીના કાવ્યોનો અભ્યાસ કર્યો.

શિષ્યનું વિદ્યાધ્યયન એક સરખું ચાલુ રહે તે માટે ગુરુદેવે ચાતુર્માસ પછી પણ અહીં કેટલોક વખત સ્થિરતા કરી હતી. ત્યાં વૈશાખ વદિ ૧૨ ( ગુ. બીજા ચૈત્ર વદિ ૧૨ ) ના દિને સુરતમાં વચનસિદ્ધ મહાત્મા ગુરુદેવ શ્રીમદ્ મોહનલાલજી મહારાજનાં સ્વર્ગવાસ થયાનાં સમાચાર મળતાં ગુરુ-શિષ્ય શોકાતુર થયા. શ્રી સંઘ પણ આ સમાચાર જાણી ગુરુવર્ય પાસે આવ્યો અને બધાએ સાથે દેવવંદનાદિ ક્રિયા કરી. અહીં અમે એટલી નોંધ કરવા ઇચ્છીએ છીએ કે સાધુ પુરુષો સુખ-દુઃખમાં સમભાવે વર્તનારા હોવાથી તેમના હૃદયમાં ઉત્પન્ન થયેલો શોક શીઘ્ર શમી જાય છે, જ્યારે સંસારી મનુષ્યો તીવ્ર રાગદ્વેષને આધીન હોવાથી તેમનો શોક દિવસો સુધી શમતો નથી.

આ પ્રસંગ પછી તખતગઢથી તરત વિહાર કરી ગુરુવર્ય સ્વશિષ્ય સાથે શ્રી જીરાવલા પાર્શ્વનાથની યાત્રા કરી અને ત્યાંથી મંઢાર થઇ ગૂર્જરભૂમિમાં પગલાં માંડ્યાં. તેમનાં પુણ્ય પગલે ડીસા પાવન થયું અને ત્યાંથી તેઓ પાટણ પધાર્યા. ત્યાં શ્રી પંચાસરા પાર્શ્વનાથ, શામળા પાર્શ્વનાથ, કોકા પાર્શ્વ-નાથ, મનમોહન પાર્શ્વનાથ આદિની યાત્રા કરતાં અત્યંત આહ્લાદ અનુભવ્યો. પાટણનાં પ્રાચીન સ્મરણો કોનાં દિલમાં અવનવો ભાગ જગાડતા નથી ? એ વિમળ શાહ, એ શાંતુ મહેતા, ઉદયન મંત્રી, એ મુંજાલ મહેતા, એ સજ્જન મંત્રી, એ સિદ્ધરાજ, એ કુમારપાળ, તેમજ કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય પાટણની પરકમ્મા કરતાં આપણી નજર સામે તરવા લાગે છે અને આવો ઉજ્જવલ સમય ફરીને ક્યારે આવશે ? એ પ્રશ્ન આપણાં મનમાં ખડો કરે છે.

પાટણથી ગુરુદેવ શ્રી શંખેશ્વરજી તીર્થમા પધાર્યા અને ત્યા શ્રી પાર્શ્વપ્રભુની વિશિષ્ટ આરાધના કરી સૌરાષ્ટ્રના ગામોને લાભ આપવા લાગ્યા અનુક્રમે તેમણે પાલીતાણા પધારી શ્રી શત્રુંજયગિરિ મંડન યુગાદિદેવની યાત્રા કરી અને સં ૧૯૬૫ નું ચાતુર્માસ પણ ત્યાજ વ્યતીત કર્યું.

આ ચાતુર્માસમા ગુરુ આજ્ઞાથી આપણા ચરિત્રનાયકે પૂજ્ય પંન્યાસ શ્રી હર્ષમુનિજી પાસે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના યોગો વહન કર્યા તથા તપ, જપ, ધ્યાન આદિમા પણ સારી પ્રગતિ કરી.

ચાતુર્માસ પૂર્ણ થયે ગ્રામાનુગ્રામ વિહાર કરતા ગુરુદેવ જુનાગઢ પધાર્યા અને ગિરનારની યાત્રા કરી શ્રી અરિષ્ટનેમી ભગવાનના દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ કલ્યાણકથી પાવન થયેલો આ પર્વત કયા આત્માર્થીને ઉત્કૃષ્ટ સંયમ સાધનાનું ઉદ્બોધન નથી કરતો ?

ત્યાથી ગોડલ, રાજકોટ, મૂળી, પાટડી, બજાણા આદિ સ્થાનોને લાભ આપતા તથા શ્રી શંખેશ્વરજી તીર્થની યાત્રા કરતા પાટણ પધાર્યા, શ્રી સંઘના આગ્રહથી સં ૧૯૬૬ નુ ચાતુર્માસ ત્યા જ કર્યું. આ ચાતુર્માસમા ધર્મભાવનાનો ઘણો વિસ્તાર થયો અને વ્રત-નિયમોએ ભાવિકોના અંતરમા મજબૂત સ્થાન મેળવ્યુ.

ચાતુર્માસ બાદ ત્યાથી વિહાર કરી તેઓશ્રી ભોયણી તીર્થમાં પધાર્યા કે જ્યા શ્રી મલ્લિનાથ ભગવાનનો કૃપાકટાક્ષ સર્વ ભવ્યાત્માઓના મનોરથ પૂર્ણ કરે છે ત્યાંથી અનુક્રમે અમદાવાદ પધાર્યા ગુર્જર ભૂમિનું આ પાટનગર

જૈનોની વિશાળ વસ્તી ધરાવે છે. અહીં ગુરૂદેવે શ્રાદ્ધસમુહને અમદ થવાનો અર્થાત્ મદરહિત બનવાનો ઉપદેશ આપ્યો. શાસ્ત્રકારોએ આઠ પ્રકારના મદોને આત્માનું અધઃપતન કરનાર કહ્યા છે, તેથી મોક્ષાભિલાષી મહાનુભાવોએ તેનો સંપૂર્ણ ત્યાગ કરવાનો છે.

અમદાવાદથી કપડવંજ, ગોધરા, દાહોદ વગેરે સ્થળે ફરતાં ગુરૂદેવ મનોહર માલવભૂમિમાં પધાર્યા કે જયાં એક વખત જ્ઞાનની સરિતાઓ અસ્ખલિતપણે વહેતી હતી અને સારાએ ભારતવર્ષનાં વિદ્વાનોને પોતાના ભણી આકર્ષતી હતી. અહીં અમને મહાકવિ ધનંપાલનું સ્મરણ થાય છે કે જેમની નિર્ભય વાણીએ રાજા ભોજની સાન ઠેકાણે લાવી દીધી હતી. ભોજરાજા શિકારે ચડ્યો છે. સાથે કવિઓ પણ છે, ભોજરાજાના આગ્રહથી ધનપાળને પણ સાથે ચાલવું પડયું છે. રાજા હરિણીનો શિકાર કરે છે. તેથી અન્ય પ્રાણીઓ ભયભીત થઈને અહીં તહીં દોડવા લાગે છે. એ વખતે રાજા પંડિતોને પૂછે છેઃ—

किं कारणं तु कविराज ! मृगाश्च एते,
व्योम्न्युत्पतन्ति विलिखन्ति भुवं वराहाः ।

'હે કવિરાજ ! આ મૃગો આકાશ તરફ કુદે છે, અને વરાહો (સૂવરો) જમીન ખોદે છે, તેનું કારણ શું ?'

એ વખતે એક કવિ ઉત્તર આપે છેઃ—

देव ! त्वदस्त्रचकिताः श्रयितुं गयान्ति,
एकं मृगांकमृगमादिवराहमन्ये ॥

'હે દેવ! આપના શસ્ત્રોથી ભયભીત થઈને મૃગો ચંદ્રમામા રહેલા મૃગનો આશ્રય લેવા આકાશ ભણી કુદે છે, અને વરાહો પાતાળમા રહેલા આદિ વરાહનો આશ્રય લેવા જમીનને ખોદે છે'

પછી રાજા ધનપાળને કહે છે કે તુ મારા પ્રશ્નનો ઉત્તર આપ ધનપાળની વાણીમા અપૂર્વ બળ હતુ અને રાજા તેનો આસ્વાદ લેવા ચાહતો હતો પરતુ જિનશાસન પ્રરૂપિત દયા-ધર્મથી રગાયેલા એ કવિના મુખમાથી નીચેના ઉદ્ગારો નીકળ્યા.

रसातलं यातु यदत्रं पौरुषं,
कुनीतिरेषाऽशरणो ह्यदोषवान् ।
निहन्यते यद् बलिनातिदुर्बलो,
हा हा! महाकष्टमराजकं जगत् ॥

'મહારાજ! વરાહ એમ કહે છે કે તારો પુરુષાર્થ રસાતલમા જાઓ, કારણ કે અહીં શરણરહિત અને નિર્દોષ-દુર્બલ પ્રાણીઓની બળવાન દ્વારા હત્યા કરવામા આવે છે, જે પ્રત્યક્ષ અનીતિ છે. અહો! મહા દુખની વાત છે કે આ જગત રાજા રહિત છે'

पदे पदे सन्ति महारणोत्कटा,
न तेषु हिंसारस एष पूर्यते ।
धिगीदृशं ते नृपते! कुविक्रमं,
कृपाश्रये यः कृपणे मृगे मयि ॥

'મહારાજ ! આ મૃગ ઊંચા થઈને એમ કહે છે કે હે રાજા ! આ દુનિયામાં સંગ્રામ-શૂરવીર યોધાઓ ઠેકાણે-ઠેકાણે હોય છે. પરંતુ તેનાથી તારો લડવાનો રસ પૂરો ન થયો કે તું આ રીતે દયા કરવાને ઠેકાણે નિર્દય થઇ રહ્યો છે, તેથી તારા આ નિંદ્ય પરાક્રમને ધિક્કાર છે !'

કેવો ધર્મપ્રેમ ! કેટલી નિર્ભયતા ! સામે સર્વ સત્તાધારી રાજા છે, પરંતુ આ મહા કવિનું હૃદય સત્યવાણી ઉચ્ચારતાં જરાયે ધડકતું નથી. અને તે જ કારણ છે કે આજે આપણે તેમને વારંવાર યાદ કરીએ છીએ.

અનુક્રમે ગુરૂદેવ રતલામ પધાર્યા. ત્યાં આપણા ચરિત્ર-નાયકના વડીલ ગુરૂભ્રાતા શ્રી રત્નમુનિજી ગુરુદેવની સેવામાં હાજર થયા. તેમણે ત્રણ-ચાતુર્માસ પંન્યાસશ્રી જયમુનિજી મહારાજ સાથે કરી, તેમની પાસે શ્રી ઉત્તરાધ્યયન, આચારાંગ આદિ ભગવતી સૂત્ર પર્યંત યોગોદ્વહન કરી ગણિપદ પરિધાન કર્યું હતું. આપણા ચરિત્રનાયકે તેમને ભાવથી વંદન કર્યું. સં. ૧૯૬૭ નું ચાતુર્માસ શ્રી સંઘના આગ્રહથી ત્યાં જ વ્યતીત કર્યું.

ચાતુર્માસ પછી શ્રી સેમલિયાજી તીર્થમાં શ્રી શાંતિનાથ ભગવાનનાં દર્શન કરી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં તેઓશ્રી મહીદપુર પધાર્યા. ત્યાં ગુરૂદેવ શ્રી રાજમુનિજી મહારાજના સંસારપક્ષીય કાકાઇભાઇ ચુનીલાલજી બાફણા તથા અન્ય કુટુંબીજનો રહેતા હતા. તેમની ભાવના ચાતુર્માસ કરાવવાની થતાં શ્રી સંઘ સમક્ષ રજૂઆત કરી અને શ્રી સંઘે ગુરુમહારાજને ચાતુર્માસ માટે ભાવપૂર્વક વિનંતિ કરી. ગુરૂમહા-

રાજે તેનો સ્વીકાર કર્યો પરંતુ હજી ચાતુર્માસને ઘણી વાર હતી, એટલે ત્યાંથી વિહાર કરી ઉજ્જૈન, મક્ષીજી વગેરે તીર્થોની યાત્રા કરી આજુબાજુના પ્રદેશમાં વિચરવા લાગ્યા સાધુ-પુરુષો જ્યાં જાય ત્યાં ન્યાય, નીતિ, સદાચારનો ઉપદેશ આપે અને લોકોની ધર્મભાવના જાગૃત કરે આ તેમનો કેવડો મોટો ઉપકાર ! આ કાર્ય અનેક સમાજસેવકો સાથે મળે તો પણ કરી શકતા નથી ચાતુર્માસ નજીક આવતા તેઓશ્રી મહીદપુર પધાર્યા કે જ્યાં શ્રીસંઘે વાજતે-ગાજતે ભાવભર્યું સામૈયું કર્યું. આ ચાતુર્માસમાં ધર્મક્રિયા-તપશ્ચર્યા બહુ સારી થઈ શ્રી ચુનીલાલ બાફણાએ સ્વોપાર્જિત દ્રવ્યનો ધર્મ માર્ગે યથોચિત વિનિયોગ કરીને બહુ સારો લાભ લીધો આ રીતે સં. ૧૯૬૮ નું ચાતુર્માસ આનંદ-મંગળ-પૂર્વક વ્યતીત થયું

આ સમયે ગુરુદેવ શ્રી રાજમુનિજીની શારીરિક સ્થિતિ નબળી હોવાથી અને વિહારમાં તકલીફ પડતી હોવાથી મહીદ-પુરના શ્રીસંઘે તેમને સ્થિરવાસ રહેવાની વિનંતિ કરી, જેનો ગુરુદેવે સ્વીકાર કર્યો બરાબર આ જ અરસામાં મુંબઈના સંઘ તરફથી વિનંતિપત્રો આવ્યા કે આપ મુંબઈ પધારો, પરંતુ તેમણે સ્થિરવાસ સ્વીકારેલો હોવાથી આપણા ચરિત્રનાયકને પોતાની સેવામાં રાખી ગણિશ્રી રત્નમુનિજીને મુંબઈ જવા આજ્ઞા આપી

ગણિશ્રી ત્યાંથી વિહાર કરી સુરત પહોંચ્યા, ત્યાં પંન્યાસ શ્રી ઋદ્ધિમુનિજી મહારાજનો સમાગમ થયો અને તેમની સાથે મુંબઈ પધાર્યા

ગુરુદેવ શ્રી રાજમુનિજી સ્થિરવાસમાં રહ્યા છતાં ઘણો ઉપકાર કરી રહ્યા હતા. અનેક ભાવિકો તેમની પાસે આવતા, ધર્મચર્ચાઓ કરતા અને તે બધાનું તેઓ સુંદર સમાધાન કરતા. એક વખત એક બાળક તેમની પાસે આવ્યો અને વંદના કરીને સામે બેઠો.

'ધર્મલાભ! ભાઇ ક્યાંથી આવો છો?' ગુરુદેવે પૂછ્યું.

'દયાસિંધુ! હું બાજુના વિછડોદ ગામનો રહીશ છું. મારા પિતાનું નામ મુન્નાલાલ, માતાનું નામ સિદ્ધિદેવી. મારું પોતાનું નામ પન્નાલાલ છે. હું સ્થાનકવાસી જૈન છું. મારી ઘણા વખતથી સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા લેવાની ભાવના હતી, પરંતુ આપના અહીં પધારવાના સમાચાર જાણી હું આપની પાસે આવ્યો છું.'

પૂજ્ય ગુરુદેવે તેની આકૃતિ પરથી તેના ગુણો જાણી લીધા અને તેની દીક્ષા લેવાની ભાવનાની ખાતરી થતાં તેને જિન-પ્રતિમા, જિનપૂજા વગેરેનાં શાસ્ત્રોક્ત અધિકારો સમજાવ્યા. પછી તેને પોતાના શિષ્યરત્ન ગણિશ્રી રત્નમુનિજી પાસે મુંબઇ જવા કહ્યું અને એક પત્ર લખી આપ્યો. આ રીતે પન્નાલાલ મુંબઇ પહોંચતાં ગણિશ્રી રત્નમુનિજીએ તેને દીક્ષાનું દાન કર્યું અને તેનું શુભ નામ શ્રી પ્રેમમુનિજી રાખ્યું.

ગુરુદેવની શારીરિક નબળી સ્થિતિને લીધે આપણા ચરિત્ર-નાયકને સતત તેમની સેવામાં રહેવું પડ્યું. છતાં વચ્ચે જે કંઇ સમય મળતો, તેમાં તેઓ શાસ્ત્રનો સ્વાધ્યાય કરતા કે શ્લોકરચનાદિમાં પ્રવૃત્ત થતા. મનુષ્યને જે વસ્તુ અંતરથી

પ્રિય હોય છે, તે ગમે તેવા સ્થિતિ-સંયોગમાં પણ યાદ આવ્યા વિના રહેતી નથી.

સં ૧૯૬૯ નું ચાતુર્માસ પસાર થયું અને કાર્તિક માસનો કૃષ્ણપક્ષ શરૂ થયો. વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓવડે તેનું નિર્ગમન થતા માગસર માસે પદાર્પણ કર્યું. તેની સુદિ ૩ ના રોજ ગુરુદેવના મોટા ગુરુભાઇ આચાર્ય શ્રી જિનયશ સૂરીજી મહારાજ પાવાપુરીમા કાળધર્મ પામ્યાના સમાચાર આવ્યા આ સમાચારથી ગુરુદેવ તથા આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજી, તેમજ સકળસંઘ શોકમાં ગરકાવ થયો. તેજ વખતે દેવવંદન આદિ આવશ્યક ક્રિયા કરવામા આવી

સ્થિરવાસના કારણે ૧૯૭૦, ૭૧ અને ૭૨ નાં ચાતુર્માસ પણ મહીદપુરમા જ વ્યતીત થયા ત્યારબાદ સં. ૧૯૭૨ ના માગશર સુદિ ૧૪ ની રાત્રે ગુરુદેવ શ્રી રાજમુનિજી સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. જેમની ચૌદ ચૌદ વર્ષ સુધી અખંડ સેવા કરી હતી અને જેમની પાસેથી સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીનો અપૂર્વ લાભ થયો હતો, એ પૂજ્ય શિરછત્રસમા ગુરુ ચાલ્યા જતા આપણા ચરિત્રનાયકને અત્યંત આઘાત થાય એ સ્વાભાવિક છે મહીદપુરના શ્રીસંઘે ગુરુદેવની સ્મશાનયાત્રા ઘણી ધામધૂમથી કાઢી અને ભવ્ય અઠ્ઠાઈ-મહોત્સવ કર્યો

મહીદપુરમા ગુરુદેવના સ્મરણો વારંવાર આવી રહ્યા હતા અને મન શોકાતુર થઈ જતુ હતુ, એટલે આપણા ચરિત્રનાયકે ત્યાંથી વિહાર કર્યો અને આસપાસના પ્રદેશમા વિચરવા માંડ્યું

સ્વીકાર કરી ચરિત્રનાયકે ત્યાં સ્થિરતા કરી અને પ્રતિષ્ઠા-મહોત્સવની તૈયારીઓ થવા લાગી. શુભદિવસે શુભમુહૂર્તે એ તીર્થમાં ચરિત્રનાયકકે શ્રી ઋષભાદિ જિનવરોનાં બિંબની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રસંગે શ્રી સંઘ તરફથી અષ્ટાહ્નિકા-મહોત્સવ, સાધર્મિ-વાત્સલ્ય આદિ ઘણી જ ધામધૂમથી કરવામાં આવ્યા હતાં. અને આસપાસનાં ગામોનો શ્રાવક-સમુદાય સારી સંખ્યામાં હાજર થયો હતો.

ત્યાંથી વિહાર કરી ડગ, મહીદપુર, વડનગર, કુક્ષી, છોટા ઉદેપુર, ડભોઇ સીનોર તથા ઝઘડીયાજી થઇ ચરિત્રનાયક સુરત પધાર્યા અને ત્યાં બિરાજમાન પંન્યાસ શ્રી ઋદ્ધિમુનિ મહારાજને વંદના કરી કૃતાર્થ થયા.

આ વખતે ચરિત્રનાયકને સુરતમાં ચાતુર્માસ કરવાની ભાવના હતી, પરંતુ પંન્યાસજી મહારાજની ઇચ્છા મુંબઇ જવાની થતાં તેમના આગ્રહથી તેઓ પણ મુંબઇ જવા તૈયાર થયા. રસ્તામાં નવસારી, બીલીમોરા, વલસાડ, વાપી, દહાણુ, અગાસી, વગેરે સ્થળોને લાભ આપી તેઓ મુંબઇ પધાર્યા અને લાલબાગ શ્રી સંઘના આગ્રહથી સં ૧૯૭૪ નું ચાતુર્માસ પંન્યાસ શ્રી ઋદ્ધિમુનિજી મુનિવર્ય શ્રી સુમતિસાગરજી તથા મુનિવર્ય શ્રી મણિસાગરજી મહારાજની સાથે લાલબાગમાં કર્યું.

પર્યુષણ વખતે પાયધુની-શ્રી મહાવીરસ્વામી જૈન દહેરાસરજીના ટ્રસ્ટીઓ તરફથી વિનંતિ થતાં ચરિત્રનાયક લાલબાગથી દરરોજ શ્રી મહાવીર સ્વામીજીનાં દહેરાસરે જતા અને ત્યાં વ્યાખ્યાન વાંચતા. એ વખતે શ્રોતાઓની ભીડ સારા પ્રમાણમાં થતી. તેમના ઉપદેશથી આ પર્વ દિવસોમાં તપશ્ચર્યા ઘણી

સારી થઇ અને દાનાદિ ધર્મનો પણ સુંદર વિસ્તાર થયો. સોળ વર્ષ પહેલા જે યુવક મુંબઈની અનાજની એક સામાન્ય દુકાનમા નોકરી કરતો હતો, તે આજે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીને પ્રખર વિદ્વાન તથા વક્તા બન્યો હતો અને પોતાની પ્રભાવશાળી વાણી વડે અનેકોનાં જીવન ઉજ્જવલ બનાવી રહ્યો હતો. જો સાચી દિશા પકડવામાં આવે અને તે માર્ગે પ્રયાણ ચાલુ રાખવામા આવે તો ખરેખર ! મનુષ્ય એક દિવસ સિદ્ધિસદનના દરવાજે પહોંચી જાય છે. અને તેમા રહેલા અક્ષય-અનંત સુખનો ઉપભોગ કરવાને સમર્થ બને છે.

ચરિત્રનાયકના વડીલ ગુરૂભ્રાતા ગણિવર્ય શ્રી રત્નમુનિજી છેલ્લા ચાર વર્ષથી કચ્છમાં વિચરતા હતા, એટલે ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયકની ઈચ્છા પણ કચ્છમા વિચરવાની થઈ અને તેમણે મુંબઈથી કચ્છ ભણી વિહાર કર્યો. રસ્તામા સુરત મુકામે થોડી સ્થિરતા કરી, ભરૂચમા શ્રી મુનિસુવ્રત સ્વામીની પ્રાચીન પ્રતિમાનાં દર્શન કર્યાં કાવીમાં સાસુ-વહુના અતિ ભવ્ય દહેરાસરોની યાત્રા કરી, ખંભાતમાં સ્થંભન પાર્શ્વનાથ આદિ અનેક મંદિરોને જુહાર્યા અને ત્યાથી આગળ વધી ખેડા-માતર પાસે આવેલ થાભણા ગામે પધરામણી કરી આ ગામની બહાર સેઢી નદીના કિનારે શ્રી ખતરગચ્છ વિભૂષણ નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરી મહારાજે એક ખાખરા (પલાશ) વૃક્ષ નીચે જમીનમા રહેલ અતિ ચમત્કારીક શ્રી સ્થંભન પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમાજીને 'જયતિહુઅણ સ્તોત્ર' ની નવીન રચના વડે સ્તુતિ કરીને પ્રગટ કરેલ અને તેનાં ન્હવણ જલના સિંચનથી પોતાનો કુષ્ઠ રોગ નિર્મૂલ

ગુરુકુલવાસ અને શાસ્ત્રાભ્યાસનું પ્રકરણ અહીં પૂરું થાય છે. હવે પછીનું ચરિત્રનાયકનું જીવન સ્વતંત્રપણે વહે છે અને અનેક પ્રકારનો લોકોપકાર કરે છે, તે આપણે ક્રમશઃ નિહાળવાનું છે. પરંતુ તે પહેલાં અહીં એટલી નોંધ કરી લઇએ કે આપણા ચરિત્રનાયકે ગતવર્ષમાં પોતાના પઠનાર્થે શ્રી કલ્પસૂત્રની એક ટીકા બનાવી હતી અને એ રીતે સાહિત્ય-સર્જનનું શુભ મંગલાચરણ કર્યું હતું.





# ૮

## ત્રણ વરસની તેજસ્વી તવારીખ

'સાધુજન રમતા ભલા' એ ઉક્તિ પ્રમાણે ચરિત્રનાયક આસપાસના પ્રદેશમા વિચરી મહીદપુર પધાર્યો ત્યા ડગ (માળવા) ના શ્રાવકોએ આવીને ચાતુર્માસની વિનંતિ કરી. તેનો સ્વીકાર કરીને સં. ૧૯૭૩ નું ચાતુર્માસ ડગમાં કર્યું. આ પહેલું સ્વતંત્ર ચાતુર્માસ હતુ, પણ તેની રંગત અનેરી હતી. શ્રાવકવર્ગ તેમનાં જ્ઞાન અને ચારિત્રથી અતિ પ્રભાવિત થયો હતો.

ચાતુર્માસ પૂર્ણ થયે ડગથી વિહાર કરી ચરિત્રનાયક રૂણીજા પધાર્યા અને ત્યાથી આગળ વિચરી તેમણે પલાસલી તીર્થની યાત્રા કરી ત્યાથી તેઓ વિહાર કરવાની તૈયારીમા હતા કે ડગ સંઘના અગ્રેસરો આવી પહોચ્યા તેમણે ચરિત્રનાયકને વિનંતિ કરી કે અમે આ તીર્થમા પ્રાચીન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલ છે અને તેની પ્રતિષ્ઠા આપશ્રીના વરદ હસ્તે થાય તેવી અમારી બધાની ભાવના છે. તો આપશ્રી અહીં થોડો વખત સ્થિરતા કરીને અમારી એ ભાવના પૂર્ણ કરો. એ વિનંતિનો

થયેલ. આવા મહા પ્રભાવશાળી પ્રતિમાજી પ્રગટ થવાથી પવિત્ર એ તીર્થ ભુમિની સ્પર્શના થવાથી ચરિત્રનાયકે નિજ જીવનને ધન્ય માન્યું. ત્યાંથી માતર પધારી સાચાદેવ શ્રી સુમતિનાથજીનાં દર્શન કરી અમદાવાદને પાવન કર્યું અને આંબલીની પોળના સાગરના ઉપાશ્રયે બિરાજતા પંન્યાસ શ્રી હર્ષમુનિજીને વંદના કરી તેમની સાથે થોડા દિવસ વ્યતીત કર્યા.

અહીંથી તેમની ઇચ્છા તુરત કચ્છ ભણી વિહાર કરવાની હતી, પણ પંન્યાસજી મહારાજે તેમને પોતાની સાથે સુરત પધારવાનો અતિ આગ્રહ કર્યો, એટલે એ વિચાર પડતો મૂકવો પડયો. તેઓ પંન્યાસજીની સાથે અનેક પ્રકારની ધર્મ-ગોષ્ઠિ કરતાં સુરત પધાર્યા. ત્યાં થોડા દિવસ બાદ પંન્યાસજી મહારાજ એકાએક બિમાર પડયા. કોઇ નિર્ગ્રંથ મુનિએ ઠીક જ કહ્યું છે કેઃ—

"मा सुअह जग्गिअव्वे, पलाइअव्वंमि कीस वीसमह ?।
तिन्नि जणा अणुलग्गा, रोगो अ जरा य मच्चू अ ॥१॥"

'હે પુરુષ ! તું જાગતા રહેવાના સમયે સૂઇશ નહિ, અને પલાયન થવાના સ્થાને શા માટે થોભે છે. કારણ કે રોગ, જરા અને મત્યુ એ ત્રણજણ તારી પાછળ પડેલાં છે.'

આ બિમારી જીવલેણ નીકળી અને પંન્યાસજી મહારાજ સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. શ્રીસંઘે ભવ્ય સ્મશાન યાત્રા કાઢી અને દેવવંદનાદિ ક્રિયા કરી. મૃત્યુની અપરિહાર્યતા વિચારી ચરિત્રનાયકે મનને શાંત કર્યું અને તેઓ ધર્મધ્યાનમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. અહીં શ્રીસંઘની ભાવ-

ભરી વિનંતિ થતાં સં. ૧૯૭૫ નું ચાતુર્માસ પ્રવર્તક શ્રી કાંતિમુનિજી સાથે સુરતમા પસાર કર્યું. આ ચાતુર્માસ અનેકવિધ ધર્મકરણી તથા વિપુલ તપશ્ચર્યાથી અંકિત થયું હતુ. અને ગત અનેક ચાતુર્માસોમા ભાત પાડનાર નીવડયુ હતુ.

આ રીતે સ. ૧૯૭૩-૭૪-૭૫ ના ત્રણ વર્ષો તેજસ્વી, તવારીખ લખીને ભૂતકાળમા ગરક થયા હતા અને આગામી ઉજવલ સમયની આગાહી આપતા ગયાં હતા



૯



## જન્મભૂમિમાં

ચાતુર્માસ પૂર્ણ થતાં ચરિત્રનાયકે કચ્છભણી વિહાર કર્યો. રસ્તામાં ભરૂચ, જંબુસર, કાવી, ખંભાત, ધોલેરા, વળા આદિ ગામોને લાભ અપાયો અને પાલીતાણામાં એક માસની સ્થિરતા થઇ, તે દરમિયાન શ્રી સિદ્ધગિરિ પર રહેલ શ્રી આદિનાથ ભગવાનની યાત્રા અનેકવાર કરી, ત્યાંથી વળા, બોટાદ, લીંબડી, મૂળી, હળવદ, કોંઢ થઇ વેણાસરના રણ આગળ આવ્યા અને તે ઓળંગી પોતાની જન્મભૂમિ કચ્છ પ્રદેશમાં દાખલ થયા. તેમાં વાગડ તેમનાં પુનિત પગલે પ્રથમ પાવન થયો. ત્યાંથી તેઓ અંજાર પધાર્યા અને પોતાના વડીલ ગુરૂભ્રાતા ગણિવર્ય શ્રી રત્નમુનિજી કે જેઓ પોતાના શિષ્યરત્ન સાથે ત્યાં બિરાજમાન હતા તેમને મળ્યા. તેમનાં દર્શન કરતાં આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં. આ વડીલ ગુરુભ્રાતાનો સંબંધ કેટલા વર્ષથી હતો અને તે સંબંધે કેવો ઉપકાર કર્યો હતો, તેથી પાઠકો પૂરા પરિચિત છે. અહીં ચરિત્રનાયકે પંદર દિવસની સ્થિરતા કરી.

શ્રી ભદ્રેશ્વર તીર્થ અહીંથી નજીકમાં હતું. તેની યાત્રા કરવાની ઇચ્છા ચરિત્રનાયકનાં દિલમાં ઘણા વખતથી રહ્યા કરતી હતી. આ ઇચ્છા ગણિવર્ય પાસે પ્રદર્શિત કરતાં બંન્નેએ

સાથે શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રા કરવા નિર્ણય કર્યો અનુક્રમે તેઓ શ્રી ભદ્રેશ્વર તીર્થ પધાર્યા અને ત્યા શ્રી મહાવીરસ્વામી ભગવાનની તેમજ શ્રી શામળા પાર્શ્વનાથજીની પ્રાચીન પ્રતિમાની યાત્રા કરી.

ત્યાંથી મુંદ્રા, ભુજપુર તથા દેશલપુર થઇ પોતાની જન્મભૂમિ મોટી ખાખરને પાવન કરી. ગામલોકોએ પોતાના આ વિદ્વાન્ સંતનું ભાવભર્યું સુંદર સ્વાગત કર્યું. ત્યા થોડા દિવસની સ્થિરતામાં લોકોને વ્યાખ્યાન-વાણીનો અમૂલ્ય લાભ આપ્યો.

ત્યાથી બીદડા તલવાણા થઈ માંડવી પધારતાં ભાવિકોનાં હૈયા હર્ષઘેલાં બન્યા કચ્છનું આ બંદર ઈતિહાસમાં સુપ્રસિદ્ધ છે એકવાર અહીંના વહાણો સર્વશ્રેષ્ઠ ગણાતા અને ઇંગ્લાડ વગેરે દેશો પણ તેનો ઉપયોગ કરતા અહીંનો જૈન સમાજ ઘણો ભાવિક છે તે પોતાના બંને મુનિ રત્નોને જોઇ અત્યંત પ્રભાવિત થયો

આ અવસરે દુર્ગાપુર (નવાવાસ) નિવાસી શા આસુભાઈ વાઘજીને ઉજમણુ કરવાની ભાવના થઇ અને તેઓ પૂજ્ય ગણિવર્યને પધારવાનુ આમત્રણ આપવા માંડવી આવ્યા. પૂજ્ય ગણિવર્યે તેમની ભાવનાનુ અનુમોદન કર્યું અને દુર્ગાપુર આવવાનુ આમંત્રણ સ્વીકાર્યું, અનુક્રમે તેઓ દુર્ગાપુર પધાર્યા અને ત્યા અઠ્ઠાઇમહોત્સવપૂર્વક ઉજમણુ બહુ સારી રીતે થયુ ત્યારબાદ ચૈત્ર માસની શાશ્વતી ઓળી આવતાં ભાવિકોને તેનુ આરાધન રૂડી રીતે કરાવ્યું

ત્યાંથી ગણિવર્ય ભુજના શા હરખચદ શીવજીનાં આમંત્રણથી વરસીતપનાં પારણા નિમિત્તે ભુજ ગયા અને આપણા

ચરિત્રનાયક શ્રી પ્રેમમુનિજી સાથે રંભાબાઇ નામની શ્રાવિકાનાં વરસીતપનાં પારણા નિમિત્તે તુંબડી પધાર્યા. ત્યાં અઠ્ઠાઇ-મહોત્સવ પૂર્વક પારણું થતાં અનેક આત્માઓને ધર્મારાધનની પ્રેરણા મળી.

તુંબડીથી ચરિત્રનાયક ગણિવર્ય પાસે ભુજ પધાર્યા અને સં. ૧૯૭૬ નું ચાતુર્માસ તેમની સાથે ત્યાં જ કર્યું. વ્યાખ્યાનમાં પન્નવણાસૂત્ર તથા પાંડવ ચરિત્રનું વાંચન થતું હતું. શ્રી સંઘના નાના મોટા સહુ કોઇ તેનો સારી રીતે લાભ લેતા હતા.

ચાતુર્માસ આનંદ-મંગળથી પૂર્ણ થયા બાદ ઉભય મુનિવરો માંડવી પધાર્યા ત્યાં થોડા દિવસની સ્થિરતા કર્યા બાદ તેમણે અબડાસાની પંચતીર્થી કરી એટલે કે સુથરી, કોઠારા, જખૌ, નળિયા અને તેરા એ પાંચ સ્થાનમાં રહેલાં ભવ્ય મંદિરોનાં દર્શન કર્યાં સુથરીમાં શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથની યાત્રા કરતાં ઘણો જ ઉલ્લાસ થયો.

ત્યાંથી કંઠીના ગામોમાં ફરતાં ફરતાં તેઓ મુંદ્રા પધાર્યા ત્યાં બારોઇના પટેલ તરફથી વરસીતપ નિમિત્તે પધારવાનું આમંત્રણ મળતાં આપણા ચરિત્રનાયક બારોઇ પધાર્યા કે જ્યાં પારણાનો ઠાઠ અનેરો રહ્યો. બાદ શ્રી ભદ્રેશ્વરતીર્થની યાત્રા કરી મુંદ્રા પધાર્યા.

અહીં ચરિત્રનાયકને સમાચાર મળ્યા કે ગણિવર્યશ્રીએ સંઘના અતિ આગ્રહથી માંડવીના ચાતુર્માસનો સ્વીકાર કર્યો છે. અને તેઓ માંડવી પધાર્યા છે. એટલે તેઓ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં માંડવી પધાર્યા અને સં. ૧૯૭૭ નું ચાતુર્માસ ગણિવર્ય સાથે માંડવીમાં કર્યું.

ચરિત્રનાયકે સં ૧૯૭૫ ની સાલમાં '**શ્રી ખરતર ગચ્છ બૃહત્ પટ્ટાવલી**' સંસ્કૃતભાષામાં શ્લોકબદ્ધ બનાવવાનું શરૂ કર્યું હતું અને સમયાનુસાર તે કામ આગળ વધતું હતું, તે આ ચાતુર્માસમાં પૂર્ણ થયું * ઉપરાંત તેમણે આ ચાતુર્માસમાં '**શ્રી નવપદજીની થોઇ**× તથા દાદા **સાહેબનું સ્તોત્ર**×' બનાવ્યું.

ચાતુર્માસ પૂર્ણ થયા બાદ ઉભય મુનિવરો કંઠીના ગામોમાં વિચરવા લાગ્યા, પછી ભદ્રેશ્વરની યાત્રા કરી, અંજારને થોડા દિવસની સ્થિરતાનો લાભ આપી વાગડમાં પધાર્યા. ત્યાથી રણ ઓળગી જામનગર પધાર્યા આ રીતે ચરિત્રનાયકે દીક્ષા લીધા પછી પ્રથમવાર કરેલી કચ્છની યાત્રા પૂરી થઈ.

સદા અપ્રમત્ત રહી ધર્મની આરાધના કરવી અને બીજાઓને પણ એ જ માર્ગે વાળવા એ સાધુપુરૂષના જીવનનું મુખ્ય કર્તવ્ય છે, તેના દર્શન આપણે ચરિત્રનાયકના જીવનમાં યથાર્થપણે કરી શકીએ છીએ

---

* "ज्ञानादिरत्नत्रयदायकेन, यश्चोपकार गुरुणा कृत मयि।
फदाऽपि तत्प्रत्युपकारमस्म्यह, नाल विधातु सतत नमामि तम् ॥१७॥
जातावुभौ सुमनसौ च तदीयशिष्यौ, तत्राद्यशिष्यगणिरत्नमुनिस्तपस्वी।
देदीप्यमानयतिमूलगुणादिशाली, सवेगरङ्गसुतरङ्गनिमग्नचित्त ॥१८॥
हारोपमस्तल्लघुशिष्यलब्धिना, नाम्नामयेय गणिनो विहोता।
पट्टावली रत्नमुने सहायात, सवन्नभोश्वमहचन्द्र (१९७०) वर्षे ॥१९॥

× आ निर्माणवाला स्तुति अने स्तोत्र बन्ने पचप्रतिक्रमणादि पुस्तकोमां छपाई गया छे।

*



१०

## વિવિધ તિર્થોની યાત્રા

જામનગરમાં બે માસની સ્થિરતા દરમિયાન સુરત સંઘના આમંત્રણ પત્રો આવવાથી ગણિવર્ય તથા ચરિત્રનાયક સુરત પધાર્યા અને સં. ૧૯૭૮ નું ચાતુર્માસ સુરતમાં શીતલવાડીના ઉપાશ્રયે કર્યું. આ ચાતુર્માસ દરમિયાન પૂ. કાંતિમુનિજી મહારાજના શિષ્ય શ્રી નયમુનિજીએ પોતાના જ્ઞાન ભંડારનાં બધાં પુસ્તકો, કબાટો વગેરે પૂજ્ય રાજમુનિજી મહારાજના સ્મરણાર્થે મહીદપુર માટે ભેટ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેનો સ્વીકાર કરીને એ પુસ્તકો વગેરે મહીદપુર મોકલી આપવા શ્રી સંઘને ભલામણ કરવામાં આવી. આ ચાતુર્માસમાં ધાર્મિક આરાધના તથા મહોત્સવાદિ રૂડી રીતે થયાં હતાં.

ચાતુર્માસ બાદ ભરૂચ, વડોદરા થઇ અમદાવાદ પધારતાં ગણિશ્રી ભાવમુનિજીનો મેળાપ થયો. બંને ગણિવર્યો ઘણા વખતે મળતાં હોવાથી અરસપરસ ખૂબ આનંદ થયો અને સાથે રહીને તીર્થયાત્રા કરવાની ભાવના જાગી. શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

"पूज्यपूजा दया दानं, तीर्थयात्रा जपस्तपः ।
श्रुतं परोपकारश्च, मर्त्यजन्मफलाष्टकम् ॥

'પૂજ્યોની પૂજા, દયા, દાન તીર્થયાત્રા, જપ, તપ, શાસ્ત્રાભ્યાસ અને પરોપકાર એ આઠ ફળો માનવજીવનના છે '

તીર્થયાત્રા કરવાથી પવિત્ર ભૂમિઓના દર્શન થાય છે, મહાપુરુષોના જીવન યાદ આવે છે તપશ્ચર્યાદિ કરવાનો ઉલ્લાસ વધે છે, વિવિધ દેશાચારોથી વાકેફ થવાય છે અને ચિત્તને શાંતિ મળે છે તેથી દરેક મુમુક્ષુએ પોતાના જીવનમા બને તેટલી તીર્થ યાત્રા કરી લેવી જોઇએ

પ્રથમ તેઓ શેરીસા પધાર્યા હાલ તે નાનુ ગામડુ છે, પણ પ્રાચીન કાળમા ગુજરાતનુ એક મોટુ શહેર હતુ. તેનો વિસ્તાર બાર માઇલમા હતો મુસલમાનોના રાજ્ય અમલમાં આ શહેરનો નાશ થયો તેના પુરાણા અવશેષો પરથી આ બધી વસ્તુનો ખ્યાલ આવી શકે છે હાલ ત્યા ભવ્ય જિનાલય બધાયેલુ છે અને તેમા પાર્શ્વનાથ ભગવાનની ત્રણ પ્રાચીન પ્રતિમાઓ તથા શ્રી ઋષભદેવ ભગવાનની એક રમ્ય પ્રતિમાજી બિરાજે છે શ્રી અબિકાદેવીની મૂર્તિ પણ દર્શનીય છે

ત્યાથી પાનસર પધાર્યા શ્રી મહાવીરસ્વામીની પરમ તેજસ્વી પ્રતિમાજીના દર્શન થયા ત્યા વિશાળ ધર્મશાળા, ઉપાશ્રય, ભોજનાલય વગેરેની વ્યવસ્થા સુદર છે

આગળ વધી ભોયણી પધાર્યા આ તીર્થ જંગલમા મંગળ જેવુ છે. વર્ષો પહેલા આ ગામના કેવળ પટેલ પોતાનાં ખેતરમા કૂવો ખોદતા હતા, ત્યા અચાનક વાજિંત્રો વાગવાનો અવાજ થયો, કૂવાના ખાડામા ચિરાડ પડી અને વિશેષ ખોદતા શ્રી મલ્લિનાથ ભગવાનની અતિ ભવ્ય અને ચમત્કારિક પ્રતિમાજી

પ્રકટ થયાં. આ પ્રતિમાજીને બળદ વગરનાં ગાડામાં પધરાવવામાં આવ્યાં અને ગાડું પોતાને મેળે ચાલતું જ્યાં સ્થિર થયું, ત્યાં ભવ્ય જિનાલય બાંધવામાં આવ્યું. પછી એ જિનાલયમાં શ્રી મલ્લિનાથ ભગવાનનાં પ્રતિમાજીને ભવ્ય મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા. મુનિવરોને આ તીર્થનાં દર્શનથી ઘણો આનંદ આવ્યો.

તીર્થંકર ભગવંતોને "पुरिसुत्तमाणं, पुरिससीहाणं, पुरिसवरपुंडरीआणं" વગેરે વિશેષણો આપવામાં આવે છે, તે પરથી તેઓ પુરુષરૂપેજ ઉત્પન્ન થાય છે, એમ સમજવાનું છે. પરંતુ શ્રી મલ્લિનાથ ભગવાન તેમાં અપવાદરૂપ હતા. તેઓ પૂર્વકર્માનુસાર સ્ત્રીરૂપે ઉત્પન્ન થયા હતા. સ્ત્રીઓ પણ આત્મબળથી આગળ વધી અરિહંત અને સિદ્ધની અવસ્થા પ્રાપ્ત કરી શકે છે, એવો જૈનધર્મનો સિદ્ધાંત કયા સુજ્ઞ પુરુષનો આદર નહિ પામે ?

ભોયણી તીર્થથી બધા મુનિવરો સૌરાષ્ટ્રમાં પધાર્યાં. કે જ્યાં શત્રુંજય અને ગિરનાર જેવા બે મહાન તીર્થો આવેલાં છે.

"જગમાં તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર;
ઇક ગઢ રિષભ સમોસર્યા, ઇક ગઢ નેમકુમાર." ૧

એ બન્ને તીર્થોની યાત્રા ખૂબ ઉલ્લાસભાવે કરી.

ચરિત્રનાયકે પ્રથમ પણ આ બે મહાન તીર્થોની યાત્રા કરી હતી. પણ આ વખતે સમુદાયમાં તીર્થયાત્રા કરતાં જે આનંદ આવ્યો તે અનેરો હતો. સરખા આચાર-વિચારવાળાનું મિલન અનેક રીતે ઉપકારક નીવડે છે, એ કહેવાની અહીં જરૂર છે ખરી ?

સૌરાષ્ટ્રમાથી આ મુનિસમુદાય શંખેશ્વરજી તીર્થમાં પધાર્યા કે જે ગુજરાતનુ એક મહાન ચમત્કારિક તીર્થ ગણાય છે જરાસંઘે શ્રીકૃષ્ણ ઉપર ચડાઈ કરી હતી સરસ્વતી નદીની નજીક સેનપલ્લી ગામે પડાવ નાખ્યો હતો ત્યાં નેમિકુમારે પાચજન્ય શંખ ફૂકતા જરાસઘનુ સૈન્ય ક્ષોભ પામ્યુ જરાસઘે જરા નામની કુળદેવીની આરાધના કરી, પરિણામે શ્રીકૃષ્ણનું સૈન્ય શ્વાસ રોગથી પીડાવા લાગ્યુ શ્રીકૃષ્ણે શ્રી નેમીનાથ પ્રભુના કહેવાથી અટ્ઠમની તપશ્ચર્યા કરી નાગદેવીની આરાધના કરતા ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીના ચમત્કારિક પ્રતિમાજી પ્રગટ્યા અને તેમની પૂજા કરી ન્હવણ જલ છાટવાથી સૈન્ય ઉપદ્રવ રહિત થયુ. ત્યા શખપુર ગામ વસ્યું, અને પેલા પ્રતિમાજી શ્રી શખેશ્વગ પાર્શ્વનાથજીના નામથી પ્રસિદ્ધ થયા.

મુસલમાનોના સમયમા આ પ્રતિમાજીને ઠાકોરોએ એક પેટીમા રાખ્યા હતા. અને તેઓ પૈસા લઇને દર્શન કરાવતા હતા, પરતુ શ્રી ઉદયરત્નજી મહારાજે સ્તુતિ કરતા એ પ્રતિમાજી પેટીમાથી બહાર આવ્યા હતા અને મહાન ચમત્કાર ખડો થયો હતો ત્યારબાદ એ પ્રતિમાજી શ્રી સઘને સોંપવામા આવ્યા હતા

આ મહા પ્રભાવશાળી તીર્થની યાત્રા કરીને મુનિવરો મ્હેસાણા થઇ તારગા પધાર્યા, કહેવાય છે, કે અહીં રાજા વેણીવત્સરાજે તારા નગર વસાવ્યુ હતુ અને પર્વતની અધિષ્ઠાત્રી તારણ માતા હતા તે ઉપરથી આ સ્થાનનુ નામ તારગાજી પડ્યુ. રાજા કુમારપાળે આ પર્વત ઉપર સ ૧૨૧૬ થી ૧૨૩૦ સુધી એટલે ચૌદ વર્ષ પર્યંત અઢળક ધન ખર્ચીને

સારા શિલ્પીઓ પાસે અહીં ભવ્ય જિનપ્રાસાદ તૈયાર કરાવ્યો અને તેમાં શ્રીઅજિતનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રતિમાજી ૧૦૧ આંગળ ઊંચા, અતિ ભવ્ય અને ચમત્કારિક છે. આ તીર્થમાં કોટિશિલા, સિદ્ધશિલા, મોક્ષબારી વગેરે સ્થાનો આવેલા છે, તેની પણ મુનિવરોએ યાત્રા કરી અને અત્યંત આહ્‌લાદ અનુભવ્યો.

ત્યાંથી આબુ પધાર્યા. અહીં વિમળશાહ અને વસ્તુપાળ તેજપાળે આરસની બારીક કોતરણીવાળાં જે મંદિરો બંધાવ્યા છે, તે જગતભરમાં બેનમૂન મનાય છે. દર વર્ષે ત્યાં દેશ-વિદેશના મળી એક લાખ જૈનેતર પ્રવાસીઓ આવે છે અને આ મંદિરોનું કામ જોઈ આશ્ચર્યમાં ડૂબી જાય છે.

આ વખતે મંઢારના કેટલાક ભાઈઓ અહીં આવ્યા જે વ્યાપાર અર્થે ખરાડીમા વસતા હતા, તેમણે ગણિવર્યોને ચાતુર્માસે મંઢાર પધારવાનું આમંત્રણ આપ્યું અને તેનો સહર્ષ સ્વીકાર કરીને ગણિવર્યો ટૂંકા માર્ગે નીચે ઉતરી અણુાદરા આવ્યા. અહીં સાધ્વીશ્રી ઉત્તમશ્રીજી પાસે શિવગંજમાં એક બાઈ દીક્ષા ગ્રહણ કરવાની હતી, તેથી ગણિવર્ય રોકાયા અને આપણા ચરિત્રનાયકને ગણિવર્યે ભાવમુનિજી સાથે શીવગંજ જવાની આજ્ઞા કરી.

મારવાડમાં પણ નાનાં-મોટાં અનેક તીર્થો આવેલા છે, તેની ચરિત્રનાયક આદિ મુનિવરોએ જે ક્રમે યાત્રા કરી, તે હવે દર્શાવીશું.

શિવગંજમાં સ્વ૦ શ્રી રાજમુનિજી મહારાજના હસ્ત-દીક્ષિત અને તેમના ગુરુભાઈ મુનિશ્રી હેમમુનિજી મ. ના

શિષ્યરત્ન પન્યાસ શ્રી કેશરમુનિજી મ બિરાજતા હતા. તેમને વંદના કરી ચરિત્રનાયક કૃતાર્થ થયા અહીં મોનબાઈની દીક્ષા અઠ્ઠાઈ-મહોત્સવપૂર્વક થતા સકલસંઘમા ઘણો આનંદ વ્યાપ્યો.

ત્યાથી પન્યાસશ્રી કેશરમુનિજી સાથે વિહાર કરી ગુડા-બાલોતરા તથા અગવરી થઇ ઉમેદપુર પધાર્યા કે જ્યા પન્યાસજીએ એક સાધ્વીને વડી દીક્ષા આપી ત્યાથી જિનાલયના પ્રતિષ્ઠા-મહોત્સવ નિમિત્તે પાદરલી પધાર્યા આ મહોત્સવ ઘણા આનંદોલ્લાસપૂર્વક ઠાઠથી ઉજવાયો ત્યાથી દેસુરી પધારતા એક મહિલાએ ભવતારિણી ભાગવતી દીક્ષાનો સમહોત્સવ સ્વીકાર કર્યો બાદ આપણા ચરિત્રનાયકે ગણિવર્ય શ્રી રત્નમુનિજી પાસે મંઢારમા ચાતુર્માસ વ્યતીત કરવાની ભાવના પ્રદર્શિત કરી, પણ પન્યાસજી મહારાજનો આગ્રહ તેમની સાથે રહેવાનો હતો એટલે સં. ૧૯૭૯ નુ ચાતુર્માસ તેમની સાથે પાલીમા થયું

આ ચાતુર્માસમા ચરિત્રનાયકે દીક્ષાવિધિ તથા યોગોદ્વહનવિધિની શ્લોકબદ્ધ રચના કરી

અહીં ચાતુર્માસ બાદ એક માસની વિશેષ સ્થિરતા થઇ, દરમિયાન મંઢારમા ચાતુર્માસ રહેલ ગણિવર્ય શ્રી રત્નમુનિજી તથા શ્રી પ્રેમમુનિજી સિરોહિ, શિવગંજ થઇ રાણકપુર આદિ પંચતીર્થીની યાત્રા કરી પાલી આવી ગયા અહીં બે-ત્રણ મહિલાઓએ દીક્ષાનો સ્વીકાર કરતા ઘણી ધામધૂમ થઇ

પાલીથી ગણિવર્ય શ્રી રત્નમુનિજી તથા ગણિવર્ય ભાવમુનિજી સાથે ચરિત્રનાયક સોજત, બીલાડા થઇ કાપરડાજી

પધાર્યા કે જ્યાં શ્રી સ્વયંભૂ પાર્શ્વનાથજીનું ગગનચુંબી ભવ્ય મંદિર સં. ૧૬૭૫ માં જેતારણ નિવાસી ઓસવાલ ભાણજી ભંડારી દ્વારા બંધાયેલું છે. આ મંદિરના ચારે માળમાં ચૌમુખ પ્રતિમાજી અતિ મનોહર અને દર્શનીય છે.

ત્યાંથી ફલોધિ તીર્થની યાત્રા કરી કે જ્યાં પ્રાચીન ભવ્ય મંદિરમાં શ્રી પાર્શ્વનાથજી ભગવાનના શ્યામલા સોહામણા પ્રતિમાજી બિરાજમાન છે. અહીં બીજા મંદિરમાં શ્રી શાંતિનાથ ભગવાનની ભવ્ય પ્રતિમા ભાવિકોનાં ચિત્તનું અનેરું આકર્ષણ કરે છે. અહીં વિશાલ ધર્મશાળા છે અને બંને મંદિર ફરતા કિલ્લા છે, પણ જૈનનું ઘર એક પણ નથી ! આને આપણે કાળની કુટિલ ગતિ સિવાય બીજું શું કહી શકીએ ?

ત્યાંથી જોધપુર પધારી બધાં ચૈત્યોની યાત્રા કરી અને પાલીમાં પૂજ્ય ગણિવર્યે સાધ્વી શ્રી ઉત્તમશ્રીજીની ત્રણ શિષ્યાઓને વડી દીક્ષા આપી. સંયમ એ ભાવતીર્થ છે અને તેમાં સ્નાન કરનાર અવશ્ય સિદ્ધિગતિને પામે છે, એ આપણે ભૂલવાનું નથી.

પાલીથી સમદડી–બાલોતરા થઇ મુનિવરો નાકોડાજી તીર્થ પધાર્યા. આ તીર્થ નાની–નાની ટેકરીઓની વચ્ચે આવેલું છે, ત્યાં પ્રાચીન કાલનાં ત્રણ ભવ્ય જિનાલયોમાં અનુક્રમે શ્રી પાર્શ્વનાથ પ્રભુ તથા શ્રી ચન્દ્રપ્રભસ્વામી તથા શ્રી સુપાર્શ્વનાથજી મૂળનાયક તરીકે બિરાજમાન છે. આ તીર્થે ચડતી–પડતીના અનેક ચમત્કારો જોયા છે. અને મુસલમાની સમયમાં ઘણું સહન કરેલું છે. પરંતુ જુલ્મો કરનાર ગયા અને જિનમંદિરો હજી વીતરાગતાનો સંદેશ આપતાં અડીખમ ઊભા

છે. એ શું બતાવે છે ? 'ધર્મનો જય અને પાપનો ક્ષય' એ સિદ્ધાંતમાં કદી પણ ફેરફાર થતો નથી

ત્યાંથી થોડા દિવસ બાડમેરમાં સ્થિરતા કરી જેશલમેર પધાર્યા એક વખત અહીં ઓસવાલોના ૨૭૦૦ ઘરો હતાં. આજે ૨૦૦ લગભગ છે અહીં ૮ મંદિરો છે ૬ ઘર દહેરાસરો છે, ૧૮ ઉપાશ્રયો છે અને ૭ જ્ઞાન-ભંડારો છે તે પરથી તેની પૂર્વકાળની જાહોજલાલીનો ખ્યાલ આવી શકશે શ્રી-સંઘની વિનંતિથી સં ૧૯૮૦ નું ચાતુર્માસ અહીં જ થયું.

આ ચાતુર્માસમાં આપણા ચરિત્રનાયકે ગણિવર્ય શ્રી રત્નમુનિજી, ગણિવર્ય શ્રી ભાવમુનિજી તથા શ્રી પ્રેમમુનિજી સાથે ત્યાંના પ્રાચીન જ્ઞાનભંડારમાં રહેલાં અનેક ગ્રંથોની નકલો બનાવી.

જેસલમેરથી પાંચકોશ લોદ્રવાજી તીર્થ છે. જેસલમેર વસ્યું તે પહેલાં એ મોટું શહેર હતું અને તેમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું ભવ્ય મંદિર હતું પરંતુ તેને લડાઈમાં ખૂબ હાનિ પહોંચી સં ૧૯૭૫ માં બભૂથાલી પિરૂશાહે આ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને અનુત્તર વિમાનના આકારના પાંચ મંદિરો બનાવ્યા મુખ્ય મંદિરની બાજુમાં એક સમવસરણની ઉપર અષ્ટાપદ અને તેની ઉપર કલ્પવૃક્ષની રચના બહુજ સુંદર છે આ તીર્થની યાત્રા કરી મુનિવરો પાછા જેસલમેર આવી ગયા

ત્યાં કિલ્લામાં ભગવાન શ્રી આદીશ્વર પ્રભુનાં મંદિરમાં મુનિવર્ય શ્રી વૃદ્ધિચંદ્રજીએ નવીન દેવકુલિકા કરાવી હતી તેમાં દાદા શ્રી જિનદત્તસૂરિજી તથા શ્રી જિનકુશલસૂરિજીની મૂર્તિ અને

ચરણુપાદુકાની પ્રતિષ્ઠા કરાવી. બાદ ત્યાંથી વિહાર કરીને પોકરણ ફ્લોધિ પધાર્યા અને શ્રી સંઘના આગ્રહથી સં. ૧૯૮૧ નું ચાતુર્માસ બંને ગણિવર્યોએ સાથે ત્યાંજ કર્યું. આ ચાતુર્માસમાં માસખમણ, અટ્ઠાઇ આદિ તપશ્ચર્યાઓ સારા પ્રમાણમાં થઈ. વળી ઉદ્યાપન મહોત્સવ થયો અને સાધ્વીજી જ્ઞાનશ્રીજી તથા વલ્લભશ્રીજીના ઉપદેશથી શ્રાવિકા કેલાબાઈને દીક્ષા લેવાના ભાવ થતાં તેને દીક્ષા આપી તેનું નામ હેમશ્રીજી રાખવામાં આવ્યું.

ત્યાંથી લોહાવટ પધારી શ્રી ચક્રેશ્વરીદેવી તથા ગણધર શ્રી ઇંદ્રભૂતિ (ગૌતમસ્વામી) વગેરેની મૂર્તિઓની સ્થાપના કરી અજમેર પધાર્યા. ત્યાં સં. ૧૨૧૧ નાં અષાડ સુદિ ૧૧ ના દિને સમાધિપૂર્વક સ્વર્ગવાસી થયેલ દાદાસાહેબ શ્રી જિનદત્ત-સૂરિજીનાં ભવ્ય સ્તૂપનાં દર્શન કરી અપૂર્વ આત્મસંતોષ અનુભવ્યો.

ત્યાંથી મેવાડની ભૂમિમાં પદાર્પણ કર્યું અને શ્રી કેસરિયાજી તીર્થની યાત્રા કરી. આ તીર્થ ઘણું પ્રભાવિક છે અને ત્યાં જૈન ઉપરાંત જૈનેતરો પણ મોટા પ્રમાણમાં યાત્રાએ આવે છે.

આ રીતે ચારિત્રનાયકે ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડ અને મેવાડનાં તીર્થોની યાત્રા કરીને માનવ જીવનનું એક મહાફળ મેળવ્યું, તે માટે તેઓ આપણા શતશઃ અભિનંદનના અધિકારી છે.



११

## માલવભૂમિ પર મહા ઉપકાર

કેશરીયાજી તીર્થની યાત્રા કરીને ચરિત્રનાયક માલવભૂમિમાં પધાર્યા ત્યાં ચાર વર્ષ સુધી સતત વિચરીને જે મહા ઉપકાર કર્યો, તેનુ અહીં સક્ષેપમા વર્ણન કરીશુ

ગ્રામાનુગ્રામ વિહાર કરતા તેઓ મહીદપુર પધાર્યા ત્યાં ગણિવર્ય પાસે મહીદપુર તથા નળખેડાના સઘની ચાતુર્માસ માટે આગ્રહ ભરી વિનતિઓ થઇ એ વિનંતીનો સ્વીકાર કરીને ગણિવર્યે ચાતુર્માસ અર્થે નળખેડાને પાવન કર્યું અને આપણા ચરિત્રનાયક તથા શ્રી પ્રેમમુનિજીને મહીદપુરમા ચાતુર્માસ કરવાની આજ્ઞા ફરમાવી આ રીતે સં ૧૯૮૨ નું ચાતુર્માસ ચરિત્રનાયકનુ મહીદપુરમા થયુ

આ ચાતુર્માસમા ચરિત્રનાયકે શ્રાદ્ધસમૂહને ઉપદેશ આપી નૂતન જિનાલય માટે ટીપની શરૂઆત કરાવી અને તેમા સારી રકમ એકત્ર થતા તેનો શિલારોપણવિધિ ઘણી ધામધુમથી કરાવ્યો.

ચાતુર્માસ પછી નળખેડામા ગણિવર્ય શ્રી રત્નમુનિજીના શુભ હસ્તે ચૌદ પ્રતિમાજીનો અજનશલાકા વિધિ થવાનો હોવાથી તેઓ નળખેડા પધાર્યા આ પ્રસગે ત્યા શ્રાદ્ધસમૂહ સારા પ્રમાણમા એકત્ર થયો હતો અને તે સમ્યકત્વાદિ શુભ ભાવોથી સારી રીતે રગાયો હતો

ત્યાંથી ચરિત્રનાયક ખડોદિયા થઈ મંડોદા પધાર્યા. ત્યાં રીખવચંદજી ચોરડિયાએ બંધાવેલ નવીન ગુરૂમંદિરમાં શ્રી જિનદત્તસૂરી આદિની મૂર્તિ તથા પાદુકાની સ્થાપના કરતાં સકળસંઘમાં અતિશય આનંદ ફેલાયો.

ખુજનેર તથા પડાણામાં પણ ગુરૂ પાદુકાની પ્રતિષ્ઠાનું કામ ઘણા ઉત્સાહથી થયું.

ડગમાં ફલોધિવાળા સુશ્રાવક લક્ષ્મીચંદજી વેદ તરફથી ઘણી ધામધૂમપૂર્વક ઉદ્યાપનનો મહોત્સવ થયો. તથા શ્રી જિન-કુશલસૂરિજી તથા શ્રી રત્નપ્રભસૂરિજીની ચરણ-પાદુકાઓ સ્થાપવામાં આવી.

ત્યાંથી માંડવગઢ, મક્ષીજી તથા ઉજ્જૈનની યાત્રા કરી મહીદપુર પધારતાં વિછડોદના ઘણા ભાઈઓએ આવીને ચાતુ-ર્માસ માટે વિનંતિ કરી. પરંતુ પોતાનું ચાતુર્માસ રૂણીજામાં કરવાનું સ્વીકારેલ હોવાથી ગણિવર્યે આપણા ચરિત્રનાયક તથા શ્રી પ્રેમમુનિજીને વિછડોદમાં ચાતુર્માસ કરવાની આજ્ઞા ફરમાવી. આ રીતે સં. ૧૯૮૩ નું ચાતુર્માસ વિછડોદમાં થયું.

વિછડોડ એટલે શ્રી પ્રેમમુનિજી મહારાજની જન્મભૂમિ. ત્યાં સ્થાનકવાસી સંપ્રદાયનાં ઘરો ઘણાં જ હતા અને મૂર્તિ-પૂજક સંપ્રદાયનાં તો માત્ર ત્રણ જ ઘરો હતાં ! આથી મૂર્તિપૂજક સંપ્રદાયના કોઈ પણ મુનિરાજોનાં ચાતુર્માસ અહીં થતાં ન હતાં. પરંતુ આ વખતે આપણા ચરિત્રનાયકે તેની પહેલ કરી અને તેમાં ઘણો યશ પ્રાપ્ત કર્યો. તેઓશ્રીના વ્યાખ્યાનમાં જૈન તથા જૈનેતર બધા વર્ગના લોકો આવતા હતા અને તેમની

સુંદર છટાદાર વાણી સાભળી ખૂબ પ્રભાવિત થતા હતા. ચરિત્રનાયકે આ વ્યખ્યાનોમા પોતાની લાક્ષણિક શૈલિથી જિનમંદિર અને જિનમૂર્તિનું રહસ્ય સમજાવ્યું અને તેણે શ્રોતાઓ પર ભારે અસર નીપજાવી. ઘણા સ્થાનકવાસી ભાઈઓનો હૃદયપલટો થયો અને તેમણે દરરોજ જિનદર્શન-જિનપૂજા કરવાના નિયમો લીધા.

ચાતુર્માસ પૂર્ણ થયે મહીદપુર પધારતાં રૂણીજાથી ગણીવર્ય શ્રી રત્નમુનિજી તથા ગણિવર્ય શ્રી ભાવમુનિજી પણ ત્યાં આવી ગયા અને અન્યોન્યના મિલનથી ખૂબ આનંદ પામ્યા ત્યાંથી બધાએ ભાણપુરા તથા આસપાસનાં ગામડાઓમા વિચરી લોકોને શ્રી વીતરાગદેવનો સદેશો સંભળાવ્યો. અને જીવનવિકાસ માટે પ્રબળ પુરુષાર્થ કરવાની પ્રેરણા કરી.

સઘના આગ્રહથી સં ૧૯૮૪ નું ચાતુર્માસ ચારે મુનિવરોએ મહીદપુરમા કર્યું આ ચાતુર્માસમાં સાધ્વી શ્રી કલ્યાણશ્રીજીએ માસખમણની ભારે તપશ્ચર્યા કરી તથા ગણિવર્યના મુખ્ય શિષ્ય શ્રી પ્રેમમુનિજીએ બાર ઉપવાસ કર્યા બીજી તપશ્ચર્યા પણ ઘણી સારી થઈ. શ્રી સઘે આ તપશ્ચર્યાની ઉજવણી નિમિત્તે અઠ્ઠાઈ-મહોત્સ, રથયાત્રા, પૂજા, પ્રભાવના, રાત્રિજાગરણ આદિ કાર્યો ઘણા ઉત્સાહપૂર્વક કર્યા આ મહોત્સવ પ્રસગે આજુબાજુના ગામના ભાવિકો મોટા પ્રમાણમા આવ્યા હતા અને સંઘે તેમની સુદર ભક્તિ કરી હતી એકંદર આ ચાતુર્માસ યાદગાર નીવડયું હતુ

આ ચાતુર્માસમા ભાણપુરાના ઘણા શ્રાવકો દર્શનાર્થે આવ્યા હતા અને તેમણે આવતુ ચાતુર્માસ પોતાને ત્યા

કરવાની આગ્રહભરી વિનંતિઓ કરી હતી, તેથી ગણિવર્યે લાભાલાભનો વિચાર કરીને એ વિનંતિનો સ્વીકાર કર્યો હતો.

ચાતુર્માસ પછી શેષકાળમાં આજુબાજુનાં ગામોમાં વિચરી લગભગ ચાતુર્માસ સમયે મુનિવરો ભાણપુરા પધાર્યા. ત્યાં શ્રી સંઘે વાજતેગાજતે ઘણા ઉત્સાહથી સામૈયું કર્યું, અહીં ચાતુર્માસ દરમિયાન દહેરાસરજીના સાત ધ્વજદંડોની વિધિપૂર્વક ક્રિયા કરાવી તેને શિખરો પર સ્થાપિત કરાવ્યા. આ પ્રસંગે અટ્ઠાઇમહોત્સવ, રથયાત્રા, પૂજા, પ્રભાવના તથા સાધર્મિવાત્સલ્યાદિ સર્વ પ્રસંગો ઘણા આનંદોલ્લાસપૂર્વક ઉજવાયા.

આ ચાતુર્માસમાં વ્રત-નિયમ તથા તપશ્ચર્યાદિની આરાધના પણ ઘણી જ સારી થઈ, તેમજ ગામ ગામના શ્રાવકો મુનિવરોના દર્શને આવ્યા. એકંદર ચાતુર્માસ શ્રીસંઘમાં અનેરો ઉત્સાહ કરાવનાર નીવડ્યું.

એક દિવસ ગણિવર્ય શ્રી રત્નમુનિજી વ્યાખ્યાન વાંચતા હતા. આજુબાજુ પાટ પર ગણિવર્ય શ્રી ભાવમુનિજી આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજી તથા શ્રી પ્રેમમુનિજી વગેરે બિરાજમાન હતા. શ્રાવકોની પર્ષદા પણ સારી રીતે જામેલી હતી. એવામાં મુંબઇથી રાવબહાદુર શેઠ રવજી સોજપાળ પધાર્યા અને તેમણે ગુરુદેવની વાણી એકાગ્ર ચિત્તે સાંભળી.

વ્યાખ્યાન પૂર્ણ થતાં શેઠ રવજીભાઇએ કહ્યું : 'मत्थएण वंदामि ।'

'ધર્મલાભ મહાનુભાવ ! મુંબઇ જેટલે દૂરથી આપ અહીં સુધી આવ્યા ? ધન્ય છે તમારી ગુરુભક્તિને.' પૂજ્ય ગણિવર્યનાં મુખમાંથી ઉપર્યુક્ત શબ્દો સરકી પડ્યા.

એ સાંભળી શેઠ રવજીભાઈએ કહ્યું 'દયાળુ! પરમ પૂજ્ય પ્રાત સ્મરણીય પુણ્યરાશિ વચનસિદ્ધ મહાપુરુષ શ્રી મોહનલાલજી મહારાજના તો અમારા ઉપર અનહદ ઉપકારો છે, જેનું વર્ણન અમે આ જીભે કરી શકતા નથી, તો આપ જેવા તેમના વિદ્વાન્ તપસ્વી ક્રિયાકારક શિષ્યોને કેમ ભૂલી શકીએ ? ભરત-બાહુબલી જેવી આપની જુગલ-જોડી અમને સદા યાદ આવે છે.'

ગણિવર્યે કહ્યું ! એ મહાત્મા તો મુંબઈના આબાલવૃદ્ધ સર્વ શ્રાવકોના પરમ ઉપકારક હતા અમે તો એ વચનસિદ્ધ મહાપુરુષના ચરણની રજ માત્ર છીએ '

શેઠ રવજીભાઈએ કહ્યું 'કૃપાળુ ! ધન્ય છે આપની નમ્રતાને. પરંતુ આપ ઘણા વર્ષથી અમને ભૂલી ગયા લાગો છો મુંબઈથી વિહાર કર્યે આજે કેટલા વ્હાણા વાયા ? હવે કૃપા કરીને મુંબઈ પધારો. મુંબઈના સર્વ ભાવિકો આપનાં દર્શન કરવાને તથા આપની સેવાભક્તિ કરવાને અત્યંત ઉત્સુક છે '

ઉત્તરમાં ગણિવર્યે ફરમાવ્યું કે ભાગ્યશાળી ? તમે તો ધર્મનિષ્ઠ, ભાવનાશીલ, સંઘના મહારથી અને ગુરુભક્તિમાં આનંદ માનનારા છો, તમને અમે કેમ ભૂલી શકીએ ? પરંતુ શાસનના અનેકવિધ કાર્યોને લીધે આ તરફ વિશેષ સ્થિરતા કરવી પડી છે હવે બીજું કોઈ વિશિષ્ટ કાર્ય ઉત્પન્ન નહિ થાય તો ચાતુર્માસ બાદ અમારો વિહાર મુંબઈ તરફ થશે.

ત્યાંના સર્વે ભાવિકોને અમારા ધર્મલાભ કહેશો.

આ ઉત્તરથી શેઠ રવજીભાઈને અત્યંત હર્ષ થયો અને તેઓ અહીં પૂજા-પ્રભાવના-સાધર્મિવાત્સલ્યાદિ કરી, સકળ સંઘમાં આનંદ પ્રવર્તાવી મુંબઈ પાછા ફર્યા

---



૧૦

## મુંબઇમાં ધર્મપ્રભાવના

દિવસોને જતાં શી વાર! ચાતુર્માસ જોતજોતામાં પૂરું થયું. અને એક પ્રાતઃકાળે બંને ગણિવર્યો, આપણા ચરિત્રનાયક તથા શ્રી પ્રેમમુનિજીએ ભેટ બાંધી મુંબઇ ભણી વિહાર કર્યો. વિછડોદ. ઉજ્જૈન, ઇંદોર, સિરપુર, ધુળિયા, ચાંદવડ, નાશિક આદિ સ્થાનોને લાભ આપતાં તેઓ ઘાટકોપર પધાર્યો શ્રીસંઘે સુંદર સત્કાર કર્યો.

રાવબહાદુર શેઠ રવજી સોજપાળ, ધર્મપ્રેમી શેઠ મેઘજી સોજપાળ, ગણિવર્ય રત્નમુનિજીના ગૃહસ્થપણાના સગા ભાઈ શાહ ગણશી ભીમશી આદિ આગેવાનો પૂજ્ય મુનિવરોની પધરામણીનાં સમાચાર મળતાં જ હર્ષિત હૈયે ઘાટકોપર આવ્યા. અને તેમણે વિધિપુરઃસર વંદના કરીને મુંબઇ પધારવાની વિનંતિ કરી.

ચારે મુનિરાજો ત્યાંથી વિહાર કરી લાલવાડી પધાર્યા, ત્યાં શ્રીસંઘે બેન્ડ-વાજા, મંગળ ગીતો વગેરેથી ઠાઠમાઠભર્યું સામૈયું કર્યું. ઉપાશ્રયે પધારી 'મંગલ-પ્રવચન કરતાં પૂજ્ય ગણિવર્યે જણાવ્યું કે—

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्त सुई सद्धा, संजमम्मि य वीरियं ॥

'હે મહાનુભાવો ! આ સસારમા જીવોને ચાર પરમ અગોની પ્રાપ્તિ થવી અતિ દુર્લભ છે પહેલુ અંગ તે મનુષ્યત્વ, બીજુ અગ તે શાસ્ત્રશ્રવણનો યોગ, ત્રીજુ અગ તે શાસ્ત્રમા પ્રતિપાદિત કરેલ સિદ્ધાતો પર શ્રદ્ધા અને ચોથુ' અગ તે સંયમને વિષે વીર્યનો ઉલ્લાસ

ચાર ગતિ અને ચોરાશી લાખ જીવાયોનિમા પરિભ્રમણ કરતા કરતા ઘણા કાળે અને પરિશ્રમે પુણ્યના યોગે મનુષ્યપણુ પ્રાપ્ત થાય પરતુ તે પ્રાપ્ત થયા પછી સતશાસ્ત્રોને સભળાવાનો યોગ મળવો અતિ દુર્લભ છે કદાચ તે કોઇ રીતે સાભળવામા આવે તો તેમા વર્ણવેલા મનુષ્ય-જીવનને સફલ કરવાના ઉપાયો પર શ્રદ્ધા ચોટવી દુર્લભ છે અને કદાચ તે પણ મળી જાય તો તે ઉપાયોને વિષે-સયમની આરાધનાને વિષે પુરુષાર્થ ફોરવવો તો અતિ અતિ દુર્લભ છે.

પ્રાણીઓ આ જગતમા વિપુલ ભોગો મેળવી શકે છે, દેવતાઓની સપત્તિ પણ મળી શકે છે, અને મનગમતા પુત્ર અને મિત્રો પણ મેળવી શકે છે, પરતુ ધર્મ સહેલાઇથી પ્રાપ્ત કરી શકતા નથી ક્રોડો ભવમા પરિભ્રમણ કરતા ક્વચિત પામી શકાય તેવી મનુષ્યભવ વગેરે સામગ્રી પામીને સસાર સાગરમા નાવ સમાન એવા ધર્મ માટે સદાય પ્રયત્ન કરવો જોઈએ

અહીં એટલી નોધ કરવી જોઇએ કે ગણિવર્યે મગલ

પ્રવચન શરુ કર્યું તે પહેલાં ઉપસ્થિત સર્વ સજ્જનોએ પ્રચંડ જયઘોષ કર્યો હતો અને સન્નારીઓએ ભાવપૂર્વક ગહુંલીઓ કરી સોના-રુપાનાં ફૂલોથી સર્વ મુનિવરોને વધાવ્યા. હતા. પ્રવચન બાદ શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી.

શ્રી સંઘના આગ્રહથી ચાતુર્માસ લાલવાડી કરવાનું નક્કી થયું હતું.

અષાડ સુદિ અગ્યારસના દિવસે, એક લાખ ત્રીસ હજાર જૈનતરોને પ્રતિબોધ પમાડી ઓસવાલ જાતિમાં સંમિલિત કરી દેનાર જંગમ યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીજી મહારાજની સ્વર્ગારોહણ તિથિ શ્રી ગોડીજીના ઉપાશ્રયમાં આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજી મહારાજનાં અધ્યક્ષપદે ઘણા ઉત્સાહથી ઉજવવામાં આવી હતી. એ પ્રસંગે ગણિવર્યે તથા આપણા ચરિત્રનાયકે દાદાસાહેબનાં જીવનનાં અવનવા ચમત્કારિક પ્રસંગો રજૂ કરતાં શ્રોતાસમૂહ આશ્ચર્યમુગ્ધ થયો હતો. સુરતના પ્રસિદ્ધ ઝવેરી અને ગુરૂના અનન્ય ભકત શ્રી પ્રેમચંદ કલ્યાણચંદભાઈએ શ્રીફળની પ્રભાવના કરી હતી. તથા બપોરે શ્રી મહાવીરસ્વામીનાં દહેરાસરે દાદાસાહેબની મૂર્તિ પાસે રાગરાગણીથી ભાવભરી પૂજા ભણાવવામાં આવી હતી.

આ ચાતુર્માસમાં શ્રીસંઘની ભાવના પંચમાંગ શ્રી ભગવતી સૂત્ર સાંભળવાની થતાં તેનું વિધસર વાંચન શરૂ કરવામાં આવ્યું અને શ્રોતાસમૂહ તેનો સારા પ્રમાણમાં લાભ લેવા લાગ્યો.

પર્વાધિરાજ પર્યુષણની ઉજવણી ઘણી સુંદર થઈ. આ વખતે શ્રી મહાવીરસ્વામી દેહાસરના ટ્રસ્ટીઓની વિનંતિથી

ગણિવર્યે પર્યુષણના આઠ દિવસ કલ્પસૂત્ર વાચન કરવા આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજી તથા શ્રી પ્રેમમુનિજીને આજ્ઞા કરી એટલે તેઓશ્રી ત્યા દરરોજ વ્યાખ્યાન વાચવા જતા હતા. તેમનુ વકતૃત્વ વિશદ હોવાને લીધે ત્યાં શ્રાવક-શ્રાવિકા સમુદાય સારા પ્રમાણમા એકત્ર થતો હતો સરોવર જળથી ભરેલુ હોય ત્યા પક્ષીસમૂહ પોતાની મેળે જ ચાલ્યો આવે છે પરંતુ પર્યુષણની આરાધના માત્ર વ્યાખ્યાન શ્રવણમા જ સમાપ્ત થતી નથી તેમા દાન, શીલ, તપ અને ભાવ એ ચારે ધર્મનુ યથાશકિત સુદર આરાધન કરવાનુ હોય છે, આપણા ચરિત્રનાયકના જ્ઞાન-ચરિત્ર પ્રભાવે આ ચારે પ્રકારના ધર્મની ત્યાં સુદર આરાધના થઇ અને સકલ સઘમા આનદ વ્યાપ્યો

આ ચાતુર્માસમા ઉત્સવ-મહોત્સવ તથા તપશ્ચર્યાદિ ધાર્મિક કાર્યો ઘણા થયા એકદર સ ૧૯૮૬ નુ ચાતુર્માસ જવલત ધર્મપ્રભાવના કરનાર નીવડયુ

ચાતુર્માસ બાદ થોડો સમય ઘાટકોપરને લાભ અપાયો, ત્યા શ્રી ગોડીજી દહેરાસરના ટ્રસ્ટીઓની વિનતિ થતા ગોડી જીના ઉપાશ્રયે પધાર્યા અને બે માસ સુધી વ્યાખ્યાન-વાણીનો પ્રવાહ વહેતો રાખી ધર્મભાવનાનો પ્રભાવ વિસ્તાર્યો.

આ સમયે શ્રી મહાવીરસ્વામીના ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરવાની જરૂર જણાતા ઉપદેશ અપાયો અને પરિણામ સફળતામા આવ્યુ સ. ૧૯૮૭ નુ ચાતુર્માસ શ્રી મહાવીરસ્વામીના દહેરાસરના ઉપાશ્રયમા થયુ આ વખતે પર્યુષણની આરાધનાં કરાવવા ચરિત્રનાયકને કોટના ઉપાશ્રયે તથા શ્રી પ્રેમમુનિજીને

લાલવાડીના ઉપાશ્રયે મોકલવામાં આવ્યા હતા. ત્રણે સ્થાને ધર્મારાધના ઘણી સુંદર થઈ હતી.

આ ચાતુર્માસ દરમિયાન ચરિત્રનાયકના લઘુબંધુ નાનજીભાઇ અવારનવાર ગણિવર્યનાં વ્યાખ્યાનમાં આવતા. એ વ્યાખ્યાનો શ્રવણ કરતાં તેમની ભાવના સંયમમાર્ગે વિચરવાની થઇ હતી. તેમણે પોતાની આ ભાવના એક દિવસ ચરિત્રનાયક તથા શ્રી પ્રેમમુનિજી આગળ વ્યક્ત કરતાં પ્રશ્નાદિવડે ચકાસણી કરવામાં આવી હતી. અને તેમાં તેઓ યોગ્ય જણાયા હતા. પછી નાનજીભાઇએ ગણિવર્યને દીક્ષા આપવાની વિનંતિ કરતાં, ગણિવર્યે જણાવ્યું હતું કે તમે અમારા ગુરુભાઇ શ્રી લબ્ધિમુનિજીના સંસારી લઘુબંધુ છો અને દરેક રીતે યોગ્ય છો, છતાં ચારિત્ર એ ખાંડાની ધાર જેવું છે, માટે તમે થોડો વખત અમારી સાથે રહો, ધાર્મિક અભ્યાસ કરો અને સાધુના ક્રિયાકાંડ જુઓ. પછી અવસરે બધું થઇ રહેશે.

તે દિવસથી નાનજીભાઇ મહારાજશ્રી પાસે રહેવા લાગ્યા અને ધાર્મિક અભ્યાસ કરવા લાગ્યા. તેઓ જેમ જેમ અભ્યાસમાં આગળ વધતા ગયા, તેમ તેમ તેમની દીક્ષા લેવાની ભાવના પ્રબળ થતી ગઇ અને આખરે તે વજ્રલેપસમાન દૃઢ બની ગઇ. તેમની આ સ્થિતિ જોઇ સં. ૧૯૮૮ ના પોષ સુદિ ૧૦ ને રોજ તેમને દીક્ષા આપવાનો નિર્ણય કરવામાં આવ્યો.

નિયત દિવસે પાયધુની શ્રી મહાવીરસ્વામીનાં દહેરાસરેથી ધામધૂમપૂર્વક દીક્ષાનો વરઘોડો નીકળ્યો અને તે અનેક આત્માઓનાં સમ્યક્ત્વને ઉજાળતો ભાયખાલા શ્રી આદિનાથજીનાં દહેરાસરે ઉતર્યો. ત્યાં યોગ્ય વિધિવિધાનપૂર્વક મુમુક્ષુ

નાનજીભાઈને દીક્ષાદાન કરવામા આવ્યુ અને તેમનુ નામ શ્રી મહેન્દ્રમુનિજી રાખી તેમને ચરિત્રનાયકના શિષ્ય કરવામા આવ્યા.

આ દીક્ષા-મહોત્સવ પછી ગણિવર્ય શ્રી રત્નમુનિજીએ પોતાના શિષ્યરત્ન શ્રી પ્રેમમુનિજીને શ્રી ઉત્તરાધ્યયનાદિ સૂત્રોના યોગોદ્વહન કરવા પોતાના વડીલ ગુરુભ્રાતા પન્યાસ શ્રી કેસરમુનિજી પાસે પાલીતાણા મોકલ્યા

સં ૧૯૮૮ નુ ચાતુર્માસ શ્રી મહાવીરસ્વામીના દહેરાસરે થયું અને તે પણ ધર્મપ્રભાવક નીવડયું જ્યા ચારિત્રનો રગ છે, જ્ઞાનની સુવાસ છે અને ધર્મપ્રચારની પૂરી ધગશ છે, ત્યા ધર્મપ્રભાવના કેમ ન થાય ?

ચાતુર્માસ પછી ગણિવર્યે આપણા ચરિત્રનાયક આદિ મુનિવરો સાથે સુરત ભણી વિહાર કર્યો, ત્યારે ભાવિકોની આખો અશ્રુભીની બની ગઇ હતી અને ' ફરી દર્શન ક્યારે થશે ?' એ જ વિચારણા સહુના મન પર સ્વાર થઇ ગઇ હતી.





# ૧૩

## પછીનાં છ વર્ષ

ગણિવર્ય તથા ચરિત્રનાયક પોતાના શિષ્ય શ્રી મહેન્દ્રમુનિજી સાથે સુરત પધાર્યા. ત્યાં શ્રી મહેન્દ્રમુનિજીને વડી દીક્ષા આપવામાં આવી. ત્યાંથી ખંભાત થઈ પાલીતાણા પધારતાં પંન્યાસ શ્રી કેશરમુનિજીનું મિલન થયું અને તે ઉભયને આનંદકારી નીવડયું.

શ્રી પ્રેમમુનિજી ગતવર્ષે યોગોદ્વહન અર્થે અહીં રહ્યા હતા અને તેમને શ્રી મુક્તિમુનિજી નામનાં એક શિષ્યરત્નની પ્રાપ્તિ થઈ હતી. તે બંનેને સાથે લઈ મુનિવરો જુનાગઢ પધાર્યા અને ત્યાં યદુનંદન બાળબ્રહ્મચારી શ્રી અરિષ્ટનેમિ ભગવાનનાં દર્શનથી પાવન થયા. ત્યાં વૈશાખ સુદિ ૧૧ ને રોજ શ્રી મુક્તિમુનિજીને વડી દીક્ષા આપવામાં આવી.

સં. ૧૯૮૯ નાં ચાતુર્માસનો લાભ જામનગરને મળ્યો. એકબાજુ આકાશમાંથી જળની વૃષ્ટિ થતી હતી, બીજીબાજુ ગણિવર્યનાં મુખમાંથી ઉપદેશામૃતની વૃષ્ટિ થતી હતી પ્રથમ વૃષ્ટિના પ્રતાપે ધરતી ઘાસથી લીલીછમ બની ચમંચક્ષુને આનંદ

આપવા લાગી, ત્યારે બીજી વૃષ્ટિના પ્રતાપે ભાવિકોનાં હૈયામા શમ-દમ-તપ-ત્યાગરૂપી અનેક પ્રકારના ગુણો ખીલી ઉઠ્યા અને તે આંતરચક્ષુને પ્રમોદથી પ્લાવિત કરવા લાગ્યા આ બે વૃષ્ટિમા આપણે કોને અધિક અભિનંદન આપવા ? ખાસ કરીને આત્મકલ્યાણ સાધક બીજી વૃષ્ટિને જ.

ચાતુર્માસ બાદ મુનિવરોના પગલાં કચ્છની ધીંગી ધરતી તરફ મંડાયાં 'જ્યા' મુનિવરોના પગલા પડે, ત્યાથી દુખ-દારિદ્ર ટળે ' એ ઉક્તિને અમે અનુભવપૂર્ણ માનીએ છીએ, એટલે અહીં તેનો નિર્દેશ કરતા અચકાતા નથી. વાગડના લોકોએ આ મહાત્માઓના દર્શન કરી જીવનને ધન્ય માન્યુ અને તેમણે આપેલા ઉપદેશને રત્નપોટલીની જેમ હૃદયમા સંઘરી રાખ્યો

અંજારના વતનીઓ આ મહાત્માઓને દેખી અત્યંત હર્ષ પામ્યા, જાણે વિવસ્વત્-દર્શનથી વિકસિત થયેલા અંબુજો, હર્ષિત હૈયાં ગીત, વાદ્ય અને નૃત્યનો આશ્રય લે છે, એટલે અંજારના પરિસરમા સ્વાગતાર્થે ઢોલ વાગે, નગારા ગગડે કે આબાલવૃદ્ધની આનંદભરી દોડધામ થાય, એને અમે આશ્ચર્ય-પ્રદ લેખતા નથી. જ્યા સાધુ-પુરુષોનો ઘડીમાત્રનો સત્સંગ પણ અત્યંત કલ્યાણકારી મનાયો છે, ત્યાં દિવસોના સત્સંગનુ મૂલ્યાકન શુ કરવુ ? અમારી પાસે તો એને માપવાના કોઈ ગજ, વાર, પળી-પાવળા કે કાટલા નથી !

અંજારની સમીપે રહેલા ભદ્ર વિસ્તારક ભદ્રેશ્વર તીર્થની યાત્રા કરી મુનિમંડળ મુંદ્રા પધાર્યું અને ત્યા તેણે સેંકડો

ભાવિકોમાં હૃદયમાં પ્રશમ રસ ભરી વીતરાગની વાણી મુદ્રિત કરી. નજીકમાં રહેલી મોટી ખાખર તો ચરિત્રનાયકની જન્મભૂમિ હતી, એટલે તેના આનંદની તો વાત જ શી કરવી ? પૂર્ણિમાનો ચંદ્ર ઉદય પામે અને સાગરનાં જળની જે સ્થિતિ થાય એ સ્થિતિ ખાખરનિવાસીઓનાં હૃદયની થઈ હતી. વળી મુનિમંડળ ટુંકી સ્થિરતા કરીને આગળ વધવાનું હતું, એટલે તેમણે દર્શન, સમાગમ તથા વ્યાખ્યાન–શ્રવણાદિનો લેવાય તેટલો લાભ લીધો.

માંડવીમાં મુનિવરોનું આગમન થતાં ભાવિકોનાં ભાવ-રૂપી નિકેતનનાં દ્વાર ઉઘડી ગયાં. અને તેમાંથી સુસ્વાગતાદિ સર્વ ક્રિયાઓ સમુચિતરૂપે પ્રકટ થઈ.

મેરાઉમાં નેણબાઈએ અઠ્ઠાઈ મહોત્સવ કર્યો, જ્ઞાન તથા દેવદ્રવ્યનાં ખાતામાં સારી રકમ અર્પણ કરી અને સાધર્મિક વાત્સલ્યનો લ્હાવો લીધો. બાદ મંગળમુહૂર્તે અસાર સંસારનો ત્યાગ કરી શ્રમણીપદનો સ્વીકાર કર્યો અને રત્નશ્રી નામ ધારણ કર્યું. તેઓ વયોવૃદ્ધા સાધ્વી શ્રી રાજશ્રીજીના શિષ્યા બન્યા.

લાયજા એટલે ગણિવર્ય શ્રી રત્નમુનિજીની જન્મભૂમિ તેનો ઉત્સાહ ઓછો કેમ હોય ? તેણે મુનિવરોને આમંત્રણ કરી પોતાનાં આંગણે ઉદ્યાપન–મહોત્સવ ઉજવ્યો. ઘણા માણસો તેમાં ભાગ લઈ કૃતાર્થ થયા.

ત્યાર પછી ચરિત્રનાયક સહિત ગણિવરજી આદિ છએ ઠાણા કચ્છની રાજધાની ભુજ શહેર પધાર્યા. ત્યાં શેષાકાળમાં કાંઈક વિશેષ સ્થિરતા કરી, તે દરમ્યાન ચરિત્રનાયકે દશ

સગોથી શોભતા સંસ્કૃત શ્લોકબદ્ધ 'શ્રીપાલ ચરિત્રમ્' ની રચના પૂર્ણ કરી હતી.*

ચાતુર્માસ માટે માંડવી અને મેરાઉ બંને સઘની વિનંતિઓ પૂબ આગ્રહભરી થઈ હતી, તેથી ગણિવર્ય, શ્રી પ્રેમમુનિજી તથા શ્રી મુક્તિમુનિજી ચાતુર્માસાર્થે માંડવી પધાર્યા અને ચરિત્રનાયક, ગણિવર્યશ્રી ભાવમુનિજી તથા શ્રી મહેન્દ્ર મુનિજીએ મેરાઉને પાવન કર્યું આ રીતે સં. ૧૯૯૦ નું ચાતુર્માસ મેરાઉમા થયુ અહીં ચરિત્રનાયકે જીવાભિગમસૂત્ર તથા શ્રી શાંતિનાથચરિત્રનુ વાચન કરતા જૈન-જૈનેતર પ્રજાએ ઘણો લાભ લીધો અને ધર્મારાધનામા ઘીંગો ઉત્સાહ બતાવ્યો. જ્યા પ્રેરક પ્રાણવાન હોય, ત્યા કયા કાર્યો સિદ્ધ થતા નથી?

ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયક માંડવી પધાર્યા અને ત્યાં ઉપધાનતપની પુર્ણાહુતિ થયા બાદ સમસ્ત મુનિમંડળે અબડાસાની પંચતીર્થી કરી ત્યાથી ગણિવર્યે ભૂજની ભૂમિ પાવન કરી અને ચરિત્રનાયક શ્રી મહેન્દ્રમુનિજીની નાદુરસ્ત તબિયતનાં કારણે ગણિ શ્રી ભાવમુનિજી સાથે માંડવી પધાર્યાં સઘના આગ્રહથી સં ૧૯૯૧ નુ ચાતુર્માસ માંડવીમા જ કર્યું અને તે ધર્મધ્યાનની આરાધનાને અત્યત ઉત્તેજન આપનાર નીવડયુ.

શ્રી મહે ઘણો ખર્ચ કરીને ઉપચારો કરાવ્યા છતા શ્રી

---

* "संवत्खाङ्काङ्कसोमा(१९९०)ब्दे, ज्येष्ठशुक्ले पुनस्तिथौ ।
सप्तम्यां कच्छदेशस्य, भुजङ्गे समासतः ॥ १०४ ॥
रत्नमुन्यग्रशिष्येण, भावलब्धिमुनिना मया ।
श्रीपालस्य कथा पद्यैः, प्रेममुन्याग्रहात्कृता ॥ १०५ ॥"

મહેન્દ્રમુનિજીની તબિયત સુધરી નહિ. તૂટીની બૂટી આ જગત્માં કોને મળી છે ? સં. ૧૯૯૨ ના ચૈત્ર સુદિ ૨ ના રોજ તેઓ કાલધર્મ પામ્યા. શ્રી સંઘે તેમની ભવ્ય સ્મશાનયાત્રા કાઢી અને ધર્મધ્યાન પણ સારું કર્યું.

ત્યારબાદ લાયજામાં ગણિવર્યની નિશ્રામાં ખેરાજભાઇએ મહોત્સવપૂર્વક ઉદ્યાપન કર્યું.

ડુમરાના રહેવાસી નાગજીભાઇ અને નેણબાઇના સુપુત્ર મૂલજીભાઇ ઘણા સમયથી ગણિવર્ય પાસે ભણતા હતા અને તેમની ઇચ્છા દીક્ષા લેવાની હતી. તેમના માતા પિતાની આજ્ઞા મળતાં વૈશાખ સુદિ ૬ નાં શુભ મુહુર્તે ગણિવર્યે તેમને ભારે મહોત્સવપૂર્વક દીક્ષા આપી અને તેમનું નામ શ્રી ભદ્રમુનિજી રાખી પોતાના શિષ્ય કર્યા.

સં. ૧૯૯૨ નું ચાતુર્માસ ચરિત્રનાયકનું ગણિવર્યશ્રી ભાવમુનિજી સાથે અંજારમાં થયું. ત્યાં શ્રી જીવાભિગમસૂત્ર તથા યુગાદિ દેશનાનાં વાંચને શ્રાદ્ધસમૂહનું ભારે આકર્ષણ કર્યું. અને તપશ્ચર્યા આદિ ધર્મકરણી સારા પ્રમાણમાં થયાં.

ચાતુર્માસ પૂર્ણ થતાં ગણિવર શ્રી પ્રેમમુનિજીના સદુપદેશથી પ્રભાવિત થયેલ સુંદ્રાનાં શ્રીસંઘ તરફથી શ્રી ભદ્રેશ્વર તીર્થનો છ-રી પાળતો સંઘ નીકળ્યો. એ સંઘે ભદ્રેશ્વરમાં ત્રણ દિવસની સ્થિરતા કરી યાત્રાનો અનુપમ આનંદ લૂંટયો.

ત્યાર બાદ માંડવીમાં બધા મુનિવરોનું મિલન થયું અને શ્રી ભદ્રમુનિજીને વડીદીક્ષા આપવામાં આવી. અહીં તુંબડીના પટેલ શામજીભાઇ મહારાજશ્રીને વિનંતિ કરવા આવ્યા કે ‘ મારે

પંચતીર્થનો સંઘ કાઢવો છે, તો આપ તુબડી પધારો ' જેનાથી ધર્મલાભ થવાની સભાવના હોય, તે વિનંતિનો મુનિરાજો તરફથી પ્રાય સ્વીકાર થાય છે, એટલે ગણિવર્યે એ વિનંતિનો સ્વીકાર કરીને તુબડીને પાવન કર્યું અને પચતીર્થીનો સઘ ઘણા ઠાઠથી નીકળ્યો આજના ધાધલિયા જમાનામા લોકો રેલ્વે અને મોટરો દ્વારા તીર્થયાત્રા કરવા નીકળે છે, પણ જે આનદ અને જે લાભ પગપાળા યાત્રા કરતા પ્રાપ્ત થાય છે, તે આનદ અને તે લાભ આ પ્રકારની યાત્રાઓથી પ્રાપ્ત થતો નથી.

સુથરીમા શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથની યાત્રા અભિનવ ઉમગે કરવામા આવી અને ત્યા શ્રી શામજીભાઈને સઘપતિની માળ પહેરાવવામા આવી અને ત્યાથી ગ્રામાનુગ્રામ વિચરતાં માડવી પધાર્યા, અહીં મોટી ખાખરના આગેવાન શ્રાવકો આવીને ચાતુર્માસની વિનતિ કરતા ચરિત્રનાયક, ગણિવર્ય શ્રી ભાવમુનિજી તથા શ્રી ભદ્રમુનિજીને મોટી ખાખરમા ચાતુર્માસ કરવાની આજ્ઞા થઇ શ્રી સઘનો ઉત્સાહ ઘણો સારો હતો, તેથી સ. ૧૯૮૩નુ આ ચાતુર્માસ ઘણું આનદ-મગલકારી નીવડ્યુ

ચાતુર્માસ પછી થોડી થોડી સ્થિરતાનો લાભ મુદ્રા તથા માડવીને મળ્યો. અહીં એક બહેને ભનતાગિણી ભાગવતી દીક્ષા ગ્રહણ કરી તેમનુ નામ રામશ્રીજી રાખી તેમને શ્રી કલ્યાણશ્રીજીના શિષ્યા બનાવ્યા ત્યાથી આસપાસના પ્રદેશમા વિચરી ગ્રામ્ય-જનતાને અહિસા તથા સત્યનો સદેશો સંભળાવ્યો અને સદાચારમા સ્થિર રહેવાનો અનુરોધ કર્યો સતપુરુષોનાં વચનોની જનતાના હૃદય પર અદ્ભુત અમર થાય છે, એ કોણ નથી જાણતું ?

પુનઃ માંડવી પધારતાં રાયણ તથા મોટા આંસંબિયાના સંઘની ચાતુર્માસ માટે વિનંતિઓ થઇ, તેમાં મોટા આસંબિયાને ચાતુર્માસનો લાભ આપવાનું આપણા ચરિત્રનાયકને સોંપાયું. અહીં શા. ઉમરશી જેઠાભાઇની ખાસ ભાવનાથી વિધિપૂર્વક શ્રી ભગવતી સૂત્ર વંચાયું અને લોકોએ તેનાં શ્રવણનો ઘણો લાભ લીધો. પૂજા–પ્રભાવના, તપ તથા અન્ય ધર્મકરણીએ આ વખતે મોટા આસંબિયામાં સ્થિરવાસ કર્યો, એને આપણે આશ્ચર્ય લેખવું કે નહિ ?

આ ચાતુર્માસ પછી ચરિત્રનાયકનો વિચાર શ્રી શત્રુંજયગિરિની યાત્રા કરવાનો થતાં તેઓ અન્ય મુનિવરો સાથે વિહાર કરીને સૌરાષ્ટ્રમાં પધાર્યા.

આ રીતે મુંબઇ પછીના છ વર્ષો અનેક પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓમાં પસાર થયાં અને તે ચરિત્રનાયકની ચારુ કીર્તિમાં વધારો કરનારાં નીવડયાં. સમયતો સહુનો પસાર થાય છે, પણ જે સમય આપણને ધ્યેયસિદ્ધિની વધારે નજીક લઈ જાય તેને જ સફળ સમજવો.



## ૧૪



## દિનપ્રતિદિન ચડતી કળા

શ્રી સિદ્ધાચલજીની યાત્રા જેટલીવાર કરીએ, તેટલીવાર નૂતન પ્રેરણા આપનારી નીવડે છે, તેથી જ આત્માર્થી પુરુષો તેની વારવાર યાત્રા કરે છે ચરિત્રનાયકે શ્રી સિદ્ધાચળજીની યાત્રા ઘણા ભાવપૂર્વક કરી અને સ. ૧૯૯૫ નુ ચાતુર્માસ પણ એ પવિત્ર ગિરિરાજની છાયામા જ પસાર કર્યું. તેમા જ્ઞાન-ધ્યાનની આરાધના ઉત્તમ પ્રકારે થઈ

આ ચાતુર્માસમા ગણિવર્ય શ્રી રત્નમુનિજી ઉપરાત ગણિવર્ય શ્રી ભાવમુનિજી, શ્રી બુદ્ધિમુનિજી, શ્રી પ્રેમમુનિજી, શ્રી પૂર્ણાનદમુનિજી, શ્રી દર્શનમુનિજી, શ્રી મુક્તિમુનિજી, શ્રી ભદ્રમુનિજી, શ્રી નદનમુનિજી તથા શ્રી પ્રેમસાગરજી આદિ મુનિવરોનો વિશાળ સમુદાય સાથે હતો અહીં શ્રી બુદ્ધિમુનિજી તથા શ્રી પ્રેમમુનિજીને શ્રી ભગવતી સૂત્રના યોગમા પ્રવેશ કરાવવામા આવ્યો તથા શ્રી નદનમુનિજીને વડી દીક્ષા આપવામા આવી

આ ચાતુર્માસમા સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓએ વિપુલ તપશ્ચર્યા કરી અને ઉત્સવ-મહોત્સવો પણ સારા પ્રમાણમા થયા

અહીં યાત્રાર્થે આવેલા મુર્શિદાબાદનિવાસી રાજા વિજયસિંહજીના માતાજી સુગુણકુમારીની ભાવના 'ઉપધાન તપ કરાવવાની થયેલી. તેથી આસો માસમાં ઉપધાનતપની શરૂઆત થઇ હતી અને તેમાં જૂદાં જૂદાં અનેક ગામોનાં આરાધકો જોડાયાં હતાં. માગસર સુદિ ૫ ના રોજ આ તપસ્વી આરાધકોને ગણિવર્યના વરદહસ્તે માળાઓ પહેરાવવામાં આવી હતી અને તે નિમિત્તે ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. તપસ્વીઓને ચાંદીની માળાઓ તથા ચાંદીની વાટકીઓની પ્રભાવના કરવામાં આવી હતી.

માગસર સુદિ ૬ નો દિવસ પણ એક શુભ મહોત્સવથી અંકિત થયો હતો. તે દિવસે શ્રી બુદ્ધિમુનિજી તથા શ્રી પ્રેમમુનિજીને સકલસંઘની હાજરીમાં વિધિપૂર્વક ગણિપદ અર્પણ કરવામાં આવ્યું.

ત્યારપછી માળવા-જાવરાનિવાસી શેઠશ્રી જડાવચંદજી પગારિયાને ઉજમણું કરવાની ભાવના થતાં ઘણા ઉલ્લાસપૂર્વક ઉજમણાનો મહોત્સવ થયો અને તે સકળ સંઘમાં આનંદનું પ્રવર્તન કરનારો બન્યો.

સં. ૧૯૯૬ નું ચાતુર્માસ ગણિવર્ય શ્રી રત્નમુનિજી સાથે અમદાવાદમાં થયું અને તેમાં પણ ધાર્મિક કાર્યોની ધારા ચાલતી જ રહી.

બાદ વડોદરામાં શ્રી નેમિનાથસ્વામીનાં દહેરાસરની બાજુનાં ગુરુમંદિરમાં 'દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિ આદિ પ્રભાવક પુરુષોની મૂર્તિ તથા ચરણપાદુકાઓની પ્રતિષ્ઠાનો મહોત્સવ

ઉજવાયો, તેમા રથયાત્રા પ્રસગે ગુરુમૂર્તિ તથા ચરણપાદુકા હાથી ઉપર પધરાવવામા આવ્યા હતા

ત્યાથી સુરત પધારતા શ્રીસંઘે ઉમળકાભેર સુંદર સ્વાગત કર્યું હતું અને દહાણુમાં આચાર્ય શ્રીમદ્ જિનઋદ્ધિસૂરિજીના દર્શનનો લાભ મળ્યો હતો અહીં મુંબઇના શ્રીસઘના ભાઇઓએ આચાર્યશ્રી સહિત સર્વે મુનિવરોને મુબઇ પધારવાની આગ્રહભરી વિનતિ કરતા સહુ અગાશી પધાર્યા હતા

અગાશીમા વદનાર્થે આવનારાઓની સખ્યા બહુ મોટી હતી અને તેમણે પૂજા, પ્રભાવના તથા સાધર્મિકવાત્સલ્યનો લાભ અતિ ઉમગથી લીધો હતો. ઘાટકોપરમાં શ્રી ગલાલચદ શિવજીએ સુદર ભક્તિ કરી હતી અને માટુગા પધારતા શેઠ શ્રી રવજીભાઇ સોજપાલ આદિએ અનેરુ સ્વાગત કર્યું હતુ. દાદરમા પણ લોકોએ દર્શનઘેલા બની પડાપડી કરી હતી અને લાલવાડીનો રગ ખરેખર લાલ રહ્યો હતો ત્યાથી ભાયખલા પધારતા શ્રી ઋષભદેવ ભગવાનના દર્શન કર્યાં હતા અને દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજી આદિની ચરણપાદુકાઓ તથા પૂજ્ય ગુરુદેવ શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિને વાદતા અપૂર્વ આત્મોલ્લાસ અનુભવ્યો હતો

બીજા દિવસે ગુરુદેવોનો નગરપ્રવેશ થયો, એ દશ્ય ખરેખર અદ્ભુત હતુ તે અગે ભાયખલાથી ઘણા ઠાઠપૂર્વક સામૈયુ ચડ્યુ હતુ, રસ્તામા સ્થળે સ્થળે ગહુંલીઓ થતી હતી, સુવર્ણ અને રજતના પુષ્પો ઉછળતાં હતા અને જયજયકારના નાદથી ગગન ગાજતુ હતુ જ્યાથી ગુરુદેવો પસાર થવાના હતા, ત્યા સુશોભિત કલામય કમાનો ખડી થઇ ગઇ હતી અને

તે સર્વ પ્રેક્ષકોને ઘડીભર થોભી જઇને આ મુનિવરોનાં પવિત્ર દર્શન કરવાની પ્રેરણા કરી રહી હતી. ધ્વજા અને પતાકાની હારો પોતાનાં અંગો વારંવાર હલાવીને એમ જાહેર કરતી હતી કે સંપત્તિ અને અધિકારના રંગ ઘડીકમાં બદલાય છે. એને સ્થિર માનીને એની પાછળ પડશો મા. જો જીવનની સાર્થકતા કરવી હોય તો સાધુપુરુષોની વાણી સાંભળો અને તેમનાં પગલે ચાલો. આ શાસનપ્રભાવક સામૈયું પાયધુની શ્રી મહાવીરસ્વામીનાં દહેરાસરે ઊતર્યું હતું.

ત્યાં પ્રભુદર્શન આદિનો સમુચિત વિધિ થયા પછી ધર્મ-દેશના આપવામાં આવી હતી. પશ્ચાત્ શ્રીફળની પ્રભાવનાએ સહુને ભીતરમાં મધુર ભાવો રાખવાનો સંકેત કર્યો હતો.

આજે ચતુર્દશીનો પવિત્ર દિવસ હતો. વ્યાખ્યાન ખંડ શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયો હતો. પગ મૂકવા જેટલી પણ જગા ન હતી. પાટ ઉપર મધ્યમાં શ્રી જિનઋદ્ધિસૂરિજી બિરાજ્યા હતા. તેમની એક બાજુ ગણિવર્ય શ્રી રત્નમુનિજીએ અને બીજી બાજુ આપણા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજીએ પોતાની બેઠક લીધી હતી. આચાર્યશ્રીએ મંગલાચરણ કર્યો પછી તેમની આજ્ઞાથી ગણિવર્યે વ્યાખ્યાનનો આરંભ કર્યો અને તેમાં અપૂર્વ છટાથી લક્ષ્મીની ચંચળતા તથા વીતરાગધર્મની ઉત્તમતા પ્રકાશી. સાથે જૈનધર્મના મહાન જ્યોતિર્ધરો અને વસ્તુપાલ-તેજપાલ, વિમલશાહ, ભામાશાહ, સમરાશાહ આદિ વીર પુરુષોની યાદ આપી સહુને વીર થવાની હાકલ કરી હતી. મોરલી વાગતાં સાપ ડોલે અને તે મંત્રમુગ્ધ બની જાય તેમ શ્રોતાઓ આ વ્યાખ્યાનથી ડોલી રહ્યા હતા અને મંત્રમુગ્ધ બની ગયા હતા.

વચ્ચે પોરિસી ભણાવવાનો સમય થતા વ્યાખ્યાન બધ રહ્યું અને બહેનોએ ગુરુમહારાજના ગુણોથી ભરેલી નવીન રચેલ ગહુલી અતિ મધુર સ્વરે ગાઇ સભળાવી પછી પચ્ચક્ખાણુ અપાયા અને ' ज्ञानस्य फल विरति ' એ સૂત્રની સાર્થકતા થઇ.

આ સમયે ઝવેરી શ્રી મૂળચદભાઇ ભગત ઊભા થયા અને તેમણે આચાર્યશ્રી, ગણિવર્ય, મુનિરાજો તથા સઘ સમસ્તને સબોધતા જણાવ્યું કે અમારા પુણ્યોદયે ઘણા જ સમયે આજે પુણ્યરાશિ આચાર્ય ભગવત શ્રી જિનઋદ્ધિસૂરિજી મહારાજ તથા શાસનપ્રભાવક શ્રી રત્નમુનિજી અને શ્રી લબ્ધિમુનિજી મહારાજ અત્રે પધાર્યા છે, તેથી આપણા આનદની સીમા નથી અમારા સઘ સમસ્તની ઘણા વખતથી ભાવના હતી કે આ બને ગુરુભ્રાતા અહીં કયારે આવે અને અમે એમનુ ઉચિત સન્માન કરીને કૃતાર્થ થઇએ ? અમારી ભાવના ગણિવર્ય શ્રી રત્નમુનિજીને આચાર્યપદ અને શ્રી લબ્ધિમુનિજીને ઉપાધ્યાયપદ આપવાની છે તેમા અમારો સઘ તો સમત છે જ, પરતુ બીજા સઘોએ પણ પોતાની સમતિ દર્શાવી છે, તેથી અમો તપોનિધી આચાર્યશ્રીને વિનતિ કરીએ છીએ કે આપશ્રીના મગળહસ્તે આ બને મુનિરત્નોને આચાર્ય તથા ઉપાધ્યાયપદ અર્પણુ કરો. '

ગણિવર્ય તથા આપણા ચરિત્રનાયક પદવી અગે નિસ્પૃહ હતા, પણ આચાર્યશ્રી તથા શ્રી સઘની આજ્ઞાને તેમણે શિરોમાન્ય કરી અને સકળ સઘમા આનદ આનદ વ્યાપી ગયો.

★



૧૫

## આચાર્ય-ઉપાધ્યાય-પદપ્રદાન

આચાર્યપદ એ પંચપરમેષ્ઠિનું ત્રીજું પદ છે અને ઉપાધ્યાયપદ એ પંચપરમેષ્ઠિનું ચોથું પદ છે. આ બંને પદો જિનશાસનમાં ઘણાં માનાર્હ ગણાય છે.

આચાર્ય માટે કહેવાયું છે કે "तित्थयरसमो सूरि" સૂરિ-આચાર્ય એ તીર્થંકર સમાન છે, કારણ કે તીર્થંકર ભગવંતની ગેરહાજરીમાં ધર્મને સમ્યગ્‌રૂપે પ્રકાશનારા તેઓ છે. ગચ્છાચાર પયન્નામાં કહ્યું છે કે 'આચાર્ય ગચ્છને માટે વ્યવસ્થા કરનાર, સહાયદાતા, આલંબનરૂપ, બચાવનાર, સ્થંભ સમાન, આશ્રય આપનાર, માર્ગદર્શક તથા વહાણ સમાન તારવાવાળા છે.'

ઉપાધ્યાય માટે શ્રી સિદ્ધસેનસૂરિ નમસ્કાર માહાત્મ્યમાં જણાવે છે કે 'ઉપાધ્યાયનો આશ્રય કરનાર સુજ્ઞ મનુષ્ય તત્ત્વથી ચલિત થતો નથી, વાદવિવાદમાં કોઇ તેને જીતી શકતું નથી, ઉપાધ્યાય મૂર્તિમાન ઉદય છે, સમ્યગ્‌દૃષ્ટિ જીવોને માટે ઉદય સમાન છે તથા ઉત્તમ પુરુષોને ઉત્સાહરૂપ છે. વચનથી અને વયથી વૃદ્ધ, હિંસાદિ પાપથી રહિત તથા આગમશાસ્ત્રના

પારગામી શ્રી ઉપાધ્યાયને તમે પૂજો ખરેખર ઉપાધ્યાય વિના સપ્તનયમા ચતુરાઈ, પરશાસ્ત્રોમા કુશલપણુ તથા દ્વાદશાંગીની પ્રાપ્તિ ક્યાથી હોય ?'

પદપ્રદાન નિમિત્તે દશ દિવસના ભવ્ય મહોત્સવનું આયોજન થયુ હતુ સવારમા ગણિવર્ય સુદર શૈલિમા વ્યાખ્યાન આપતા હતા અને ભાવિકો તેનો સારી સખ્યામા લાભ લેતા હતા એ વ્યાખ્યાન પૂર્ણ થતા જુદી જુદી જાતની પ્રભાવના થતી હતી બપોરે નવી નવી પૂજાઓ ઠાઠથી ભણાવવામા આવતી હતી અને તેમા સુપ્રસિદ્ધ સગીતકારો પોતાની કલાની રેલ-છેલ કરતા હતા રાત્રે પ્રભુજીની ભવ્ય અંગરચના જોવા લોકોની ભારે ભીડ જામતી હતી અને ભાવનામા નવી નવી કૃતિઓ લોકોનું ભારે આકર્ષણ જમાવતી હતી. આ મહોત્સવ અગે રથયાત્રાનો વરઘોડો નીકળ્યો, તે જનસખ્યા તથા ઠાઠ બનેની દૃષ્ટિએ અપૂર્વ હતો કેટલાક નવીન પ્રકારના વાજિત્રો આ વરઘોડામા પહેલ વહેલા દેખાયા હતા

પદવીદાનના સમારોહ માટે માધવબાગનુ વિશાળ સ્થાન પસદગી પામ્યું હતુ અને તે ભવ્ય મડપ તથા ધ્વજાપતાકાથી શોભી ઉઠ્યુ હતુ અષાડ સુદિ ૭ ની સવારે તેનો ભપકો અનેરો હતો વહેલી સવારથી જ ત્યા સ્ત્રી-પુરુષોનુ આગમન શરૂ થયુ હતુ અને સહસ્રરશ્મિએ પૂર્વાકાશમા એક કલાકનો પ્રવાસ પૂરો કર્યો, એટલી વારમા તો મડપનો કોઇ પણ ખૂણો ખાલી રહ્યો ન હતો સહુના મુખ પર એક પ્રકારનો આનદ વ્યાપી રહ્યો હતો, એક પ્રકારનો ઉલ્લાસ તરવરી રહ્યો હતો

નિયત સમયે આચાર્ય શ્રી જિનઋદ્ધિસૂરિજી, પદવી ગ્રહણ કરનાર મુનિવરો તથા અન્ય સાધુસાધ્વીઓ આવી પહોંચતાં '**શાસન દેવકી જય**' નો ગગનભેદી ગર્જારવ થયો હતો, અને તેના પડઘા ચારે દિશામાં પડયા હતા. આ પ્રસંગે પન્યાસ શ્રી પ્રીતિવિજયજી મહારાજ, તથા શ્રી ભાવવિજયજી મહારાજ પોતાના શિષ્યાદિ સહિત પધાર્યા હતા અને અંચલ ગચ્છીય મુનિરાજ શ્રી ત્રિલોકચંદજીએ પણ હાજરી આપી હતી. ઉપરાંત ગણિવર્યશ્રીનાં સંસારીપણાના ભાઇ શેઠ ગણશીભાઇ ભીમશી તથા તેમના કુંટુબીજનો શેઠ રવજી સોજપાલ, શેઠ મેઘજી સોજપાલ આદિ ઘણા આગેવાનોની ઉપસ્થિતિ નોંધપાત્ર હતી.

શાસનદીપક, દીર્ઘતપસ્વી, પુણ્યરાશિ આચાર્યદેવ શ્રી જિનઋદ્ધિસૂરિજીએ શુભ ચોઘડિયે મંગલમુહૂર્તે આચાર્યપદ તથા ઉપાધ્યાયપદ માટેની શાસ્રોક્ત વિધિ કરાવી. અનંતર પંચ પ્રસ્થાનમય સૂરિમંત્ર આપવાવડે શુભ લગ્ને ગણિવર્ય શ્રી રત્નમુનિજીને આચાર્યપદ તથા ચરિત્રનાયક શ્રી લબ્ધિમુનિજીને ઉપાધ્યાય પદ સમર્પણ કર્યું, સંઘે જય જયકાર કર્યો. આ નિમિત્તે પ્રથમ વાસક્ષેપ નાખવા શેઠ શ્રી શીંગજીભાઇ વીકમશીએ રૂા. ૭૦૦ જ્ઞાનખાતામાં અર્પણ કર્યા. પછી ચતુર્વિધ સંઘે પણ વાસક્ષેપ નાખ્યો અને ગુરુભક્તોએ પ્રસન્નતાથી એક પછી એક ચાદર-કામળો આદિ ઓઢાડયા. આ પ્રસંગે ગણિવર્યને આચાર્ય શ્રી જિનરત્નસૂરિ નામ આપવામાં આવ્યું. ઉપાધ્યાય પદ અર્પણ કરતી વખતે નામમાં ખાસ પરિવર્તન થતું નથી, એટલી વસ્તુ પાઠકો યાદ રાખે.



શ્રી રત્નમુનિજીને આચાર્યપદ તથા શ્રી લબ્ધિમુનિજીને ઉપાધ્યાયપદના
મહોત્સવમા આચાર્ય શ્રી જીનઋદ્ધિસૂરિજી

નામકરણ પછી નૂતન આચાર્ય શ્રી જિનરત્નસૂરિજીએ આચાર્યપદની જવાબદારી તથા જૈનસઘની બધારણીય મહત્તા પર પ્રભાવશાળી પ્રવચન કર્યું. ત્યારબાદ શ્રીફળની પ્રભાવના થતા આ સમારોહ સપન્ન થયો સાજે સાધર્મિકવાત્સલ્ય કરવામા આવ્યુ.

આ જગતમા પુરુષાર્થ શુ નથી કરતો ? એક વખતના સામાન્ય ગૃહસ્થ ત્યાગી-તપસ્વી મુનિવર બન્યા અને પુરુષાર્થનો પ્રવાહ વહેતો રાખતાં વિવિધ વિદ્યાથી વિભૂષિત થઇ ઉપાધ્યાય પદે આરૂઢ થયા. એથી ઉપરના પદે પણ પુરુષાર્થ વડે જ પહોચાય છે, એટલે અમે તો આ વિશ્વમા પુરુષાર્થની જ બલિહારી ગણીએ છીએ





૧૬

## મુંબઈથી મહીદપુર

આચાર્યશ્રીની આજ્ઞાથી ચરિત્રનાયકે સં. ૧૯૯૭નું ચાતુર્માસ ઘાટકોપરમાં અને સં. ૧૯૯૮નું ચાતુર્માસ પાયધુની શ્રી મહાવીરસ્વામીનાં દહેરાસરે કર્યું. આ બંને ચાતુર્માસમાં લોકોને આગમવાણીનો લાભ સારા પ્રમાણમાં અપાયો. સં. ૧૯૯૯ના માહ સુદિ ૧૦ના રોજ મોટી ખાખર નિવાસી શા ધારશી ખીમરાજ તથા કુંવરબાઈના સુપુત્ર વેલજીભાઈને મહોત્સવપૂર્વક દીક્ષા-દાન કરવામાં આવ્યું અને તેમને શ્રી મેઘમુનિજી તરીકે ઉપાધ્યાજીના શિષ્ય જાહેર કરવામાં આવ્યા. સં. ૧૯૯૯નું ચાતુર્માસ આચાર્યશ્રી સાથે સુરતમાં શીતલવાડીના ઉપાશ્રયે થયું, તેમાં સ્વોપકાર સાથે પરોપકાર પણ ઘણો થયો. અનેક આત્માઓ સમ્યકત્વથી વિભૂષિત થયા અને વ્રત નિયમોરૂપી સાચું ધન કમાયા.

માળવા-મારવાડના ગૃહસ્થોની ઘણા વખતથી વિનંતી આવી રહી હતી કે 'કૃપાળુ! હવે તો આ તરફ પધારો, અને અમારો ઉદ્ધાર કરો.' એટલે ચાતુર્માસ પૂર્ણ થયે આચાર્યશ્રીએ સમસ્ત મુનિમંડલ સાથે માળવા ભણી પ્રયાણ કર્યું અને

રસ્તામા આવતા તમામ ગામોને સર્વજ્ઞકથિત અહિંસાનો સ દેશ સ ભળાવ્યો

રતલામ પધારતા ગુરૂદેવોનુ ભારે સ્વાગત થયુ. અને સમસ્ત માલવ પ્રદેશમા આન દ ફેલાયો વર્ષાના પ્રથમ જલ-બિ દુની રાહ જોઇ રહેલા ચાતકપોતકોને મેઘનુ આગમન થતા અતિશય આન દ થાય એ સ્વાભાવિક છે

અહીં મહીદપુર સ ઘના ભાઇઓ ચાતુર્માસ વિન તી કરવા આવ્યા, તેનો સ્વીકાર કરીને આચાર્યશ્રીએ ચરિત્રનાયક, ગણિ શ્રી પ્રેમમુનિજી તથા શ્રી મેઘમુનિજીને મહીદપુરમા ચાતુર્માસ કરવાની આજ્ઞા ફરમાવી

ચરિત્રનાયક આદિ અનુક્રમે મહીદપુર પહોચ્યા અને શ્રી સ ઘ તરફથી ભવ્ય સ્વાગત થયુ આજે લગભગ પ દર વર્ષ બાદ ગુરુદેવની પધરામણી થતી હતી, એટલે શ્રાવકસમૂહના હર્ષનો પાર ન હતો મહીદપુર સાથે ચરિત્રનાયકના જીવનના અનેક સ્મરણો જોડાયેલા હતા તે આ અવસરે તાજા થાય, એમાં આશ્ચર્ય શુ ? ખાસ કરીને ગુરૂદેવની સ્મૃતિ તેમના મનમા તાજી થતી હતી અને તેમની સેવાશુશ્રૂષા તથા તેમણે આપેલી હિતશિક્ષાના પ્રસ ગો જોરથી સ્મૃતિ પટ પર તરી આવતા હતા એક અક્ષરનુ જ્ઞાન આપનાર ગુરૂનો ઉપકાર પણ આ જગતમાં ભૂલી શકાતો નથી. તો જેમણે શાસ્ત્રના ગૂઢ રહસ્યોનું પ્રેમપૂર્વક દાન કર્યું હોય તથા નિર તર કલ્યાણકામના કરી હોય, તેમનો ઉપકાર કી રીતે ભૂલાય ? વદિક પર પરામા તો ગુરુને સાક્ષાત્ બ્રહ્મા, વિષ્નુ, મહેશ્વર તથા પરબ્રહ્મ કહેવામા આવ્યા છે, એ પાઠકોના લક્ષ્ય બહાર નહિ જ હોય.

ઉપાધ્યાયજીની ઉપસ્થિતિએ મહીદપુરમાં અનેરું ચેતન આણ્યું અને તેના પડઘા વ્યાખ્યાનશ્રવણ, જપ, તપ આદિ સર્વ ક્રિયાઓમાં પડયા.

ચાતુર્માસ પછી આચાર્યશ્રીની આજ્ઞા મુજબ ચરિત્રનાયક રતલામ પધાર્યા. ત્યાંનું વાતાવરણ પણ સૂરિજીના સત્પ્રભાવે ધર્મના રંગે આબાદ રંગાઇ ગયુ હતું. અને ગુરુભક્ત સુશ્રાવક પન્નાલાલજી દાસોતનાં ધર્મપત્ની શ્રાવિકા સુગનબાઇએ પોતાના આત્મકલ્યાણ અર્થે ઉપધાન તપ કરાવવાની ભાવના પ્રદર્શિત કરી હતી.

આચાર્યશ્રીની પુણ્યનિશ્રામાં શુભ મુહૂર્તે આ ઉપધાન-તપની મહા મહોત્સવપૂર્વક શરુઆત થઈ અને તે નિર્વિઘ્ને સમાપ્ત થતાં માલારોપણનો મહોત્સવ પણ ઘણો ભવ્ય ઉજવાયો, તપસ્વીઓને અનેક ભાગ્યશાળીઓ તરફથી કટાસણું, ચાંદીની માળા, ચાંદીની વાટકીઓ, ચાંદીની ડબ્બી, રુપાનાણું પુસ્તકો આદિ પ્રભાવનામાં અપાયાં, છેવટે શાંતિસ્નાત્ર તથા સાધર્મિકવાત્સલ્ય થયું.

ત્યાંથી મુનિમંડળ સમેત આચાર્યશ્રી મહીદપુર પધાર્યા, અને શ્રાદ્ધસમૂહને ગુરૂદેવોનું સુંદર સ્વાગત કરી સમ્યકત્વને ઉજાળવાનો અવસર મળ્યો. વળી ગુરૂદેવની પ્રભાવશાળી વાણીથી તેમનાં તત્ત્વવિષયક જ્ઞાનમાં સારી વૃદ્ધિ થઇ અને વ્રતનિયમો વડે ચારિત્રને વિકસાવવાની તક પણ સાંપડી. સંસારને તરવા માટે ત્રણ વસ્તુની જરુર છે અને તે ત્રણે વસ્તુઓ ગુરૂદેવ પાસેથી પ્રાપ્ત થાય, એ તેમનો કેવો મહાન ઉપકાર!



## ૧૭



## અદ્ભુત પ્રતિષ્ઠા-મહોત્સવ

મહીદપુરમા સ્વર્ગસ્થ શ્રી રાજમુનિજી મહારાજના સંસારી પણાના સગા ભાઇ શ્રી ચુનીલાલજી બાફણાએ ઘણા વખત પહેલા સ્વોપાર્જિત દ્રવ્યથી એક જિનમદિર બધાવ્યુ હતું. અને તેની પ્રતિષ્ઠા પણ પોતાનાં ખર્ચે કરાવવાની ભાવના હતી, પરતુ એવામા તેઓ બિમાર પડયા, એટલે આ કાર્ય હવે પોતાથી નહિ બની શકે એમ માની તેમણે આ મદિર બાબત એક લેખ તૈયાર કર્યો અને તે પોતાની બહેનને સોપ્યો. ટુક સમયમા ચુનીલાલજી બાફણા ગુજરી ગયા, એટલે તેમની બહેન કે જે તપાગચ્છની માન્યતાવાળા હતા. તેમણે એ લેખ તપગચ્છના અગ્રેસરને સોપ્યો. આથી તપગચ્છ અને ખરતરગચ્છના અગ્રેસરો વચ્ચે વૈમનસ્ય જામી પડયુ તેનુ અદરોઅદર સમાધાન ન થતા મામલો કોર્ટે ચડયો તેમા કોર્ટ તરફથી એવો ફેસલો આવ્યો કે બને ગચ્છના અગ્રેસરોએ સાથે મળીને પ્રતિષ્ઠા કરાવવી પણ તપગચ્છના અગ્રમરોએ એ મદિરનો કબજો સભાળી લીધો હતો એટલે એ વસ્તુનુ ઠેકાણુ પડયુ નહિ

આ સમયે ગામમાં આચાર્યશ્રી તથા ઉપાધ્યાયશ્રીની પધરામણી થતાં સંઘે બધી વાત તેમની આગળ રજૂ કરી. તેઓશ્રીએ આ વાત સાંભળીને બંને સંઘોને સંપીને કામ કરવાની સલાહ આપી, પણ ભવિતવ્યતાના યોગે તેમ બની શક્યું નહિ. આથી આચાર્યશ્રીએ ખરતરગચ્છના અગ્રેસરોને જૂદું ફંડ કરી જિનાલય બાંધવાની અને ક્લેશથી દૂર રહેવાની સલાહ આપી.

અગ્રેસરોએ એ સલાહ માન્ય કરી ટૂંક સમયમાં સારી રકમ એકત્ર કરી અને તેનાથી નવી જમીન ખરીદી નૂતન જિનાલય બંધાવ્યું પછી તેના એક આળીયામાં સર્વ ધાતુની પ્રતિમા પધરાવી તેની પૂજા કરવા લાગ્યા અને એજ મંદિરના એક ભાગમાં શ્રી રાજમુનિજી મહારાજ તથા શ્રી નયમુનિજી મહારાજના ગ્રંથોનો જ્ઞાનભંડાર સ્થાપવામાં આવ્યો.

હવે સૂરીશ્વરજીના ઉપદેશથી નૂતન મંદિરના મૂળનાયકજી માટે શોધ થવા લાગી. આગેવાનો જૂદા જૂદાં સ્થળે તપાસ કરવા લાગ્યા. આ બાજુ પ્રતિષ્ઠાનું શુભ મુહૂર્ત નક્કી થઇ ગયું હતું અને તે અંગે મંડપ વગેરેની રચના પણ થઇ ગઇ હતી. સહુને વિશ્વાસ હતો કે જોઇતાં પ્રતિમાજી મળી જશે, એટલે તે અંગે અટ્ઠાઇ-મહોત્સવની શરૂઆત પણ કરી દેવામાં આવી હતી. પરંતુ જોઇએ તેવા પ્રતિમાજી મળ્યા નહિ. આથી સંઘના આગેવાનો ચિંતામાં પડયા. આચાર્યશ્રી તેમને સલાહ આપી કે પ્રતિષ્ઠા-મહોત્સવ ચાલુ છે અને જોઇએ તેવાં પ્રતિમાજી મળતાં નથી, તો આપણે ધાતુની પ્રતિમાજી સ્થાપન કરીશું. મહોત્સવના ત્રીજા દિવસે આ

નિર્ણય લેવાયો કે તેજ રાત્રિએ ચાર ભાગ્યશાળીઓને જૂદા જૂદા સ્વપ્ન આવ્યા

આપણા ચરિત્રનાયક ઉપાધ્યાયજી મહારાજે એ ઘડી પાછલી રાત બાકી રહેતા એક મનોહર સ્વપ્ન જોયુ, કે પાચ–સાત વર્ષની બાલિકા ગુલાબના ફૂલોથી ભરેલો થાળ હાથમા લઇ આવી અને તે મૂળ દ્વારથી દહેરાસરમા દાખલ થઇ શ્રી જિનેશ્વર ભગવંતની પ્રતિમાશ્રીને ભાવપૂર્વક પૂજવા લાગી

સાધ્વી શ્રી રત્નશ્રીજીને એવુ સ્વપ્ન આવ્યુ, કે એક માણસ પુષ્પાદિકથી સુશોભિત એક મનોહર જિતપ્રતિમાજીને હાથમા લઇ આવ્યો અને નૂતન બધાયેલ જિનાલયમા પબાસણ ઉપર તે પ્રતિમાજીની સ્થાપના કરી

શ્રાવિકા ગોમતીબાઇ કે જેઓ પાસેના ગામમાથી આ મહોત્સવ પ્રસગે અહીં આવેલા હતા તેમને એવુ સ્વપ્ન આવ્યુ, કે ભગવાનની એક અતિ ભવ્ય પ્રતિમા આકાશમાથી ઉતરીને દહેરાસરજીમા આવી રહી છે

એક શ્રાવકને એવુ સ્વપ્ન આવ્યુ કે શહેર બહારના ઉદ્યાનમાથી હજારો નર–નારીઓ ભગવાનની એક મનોહર પ્રતિમાજીને વાજતે–ગાજતે નગરમા લઇ આવે છે

મહોત્સવના ચોથા દિવસે સૂરીશ્વરજી પોતાના પાઠ આદિ નિત્ય ક્રિયાથી નિવૃત્ત થતા આપણા ચરિત્રનાયકે પોતાના સ્વપ્નની વાત કરી એટલામા સાધ્વી શ્રી રત્નશ્રીજી, શ્રાવિકા ગોમતીબાઇ તથા શ્રાવકવર્ય પણ સૂરીશ્વરજીની પાસે આવ્યા અને તેમણે ખૂબ પ્રસન્નતાપૂર્વક પોતપોતાના સ્વપ્નની વાત કહી સભળાવી

બધાની વાતો સાંભળીને સૂરીશ્વરજીએ સંઘના આગેવાનોને બોલાવ્યા અને તેમની સમક્ષ ચારે સ્વપ્નોની વાત મૂકી જણાવ્યું કે 'મહાનુભાવો! આ સ્વપ્નો પરથી સૂચિત થાય છે કે આપણને ગમે ત્યાંથી ચોવિશ કલાકમાં જ મનોભિલષિત, સુંદર, દિવ્ય, ચમત્કારિક પ્રતિમાજી મળવા જોઈએ. જોકે તમે તપાસ તો ઘણી જ કરી છે, છતાં એક વખત ફરી તપાસ કરવા રવાના થાઓ, આ વખતે તમારી ભાવના જરૂર ફળશે.'

આગેવાનો વિચારમાં પડ્યા કે 'હવે ક્યાં જવું?' એવામાં એક ભાઈએ સૂચના કરી કે 'આપણે બધા સ્થળે ગયા છીએ, પણ બીકાનેર ગયા નથી; માટે ત્યાં જઈને તપાસ કરીએ.' આગેવાનો બીકાનેર જવા તૈયાર થયા, આચાર્યશ્રીએ તેમાં સંમતિ આપી અને વાસક્ષેપ નાખી મંગલ આશીર્વાદ આપ્યા. સાથે સૂચના કરી કે 'તમે ત્યાંનાં દહેરાસરમાં બધી પ્રતિમાઓનાં દર્શન કરી જે પ્રતિમાજી ખાસ ચમત્કારી દેખાય તેની માંગણી કરજો અને એ પ્રતિમાજી મળે એટલે તારથી અહીં સંઘને ખબર આપજો.

આગેવાનો બીકાનેર પહોંચ્યા, ત્યાં દહેરાસરોમાં દર્શન કરતાં એક પ્રતિમાજી તેજસ્વી અને ચમત્કારિક દેખાયા. તેથી દર્શન કરીને તેઓ એ દહેરાસરના કાર્યકર્તાઓને મળ્યા. તેમણે એ પ્રતિમાજી આપવા ઘણી ખુશી બતાવી અને આગેવાનોએ એ બાબતનો મહીદપુર તાર કર્યો. એ તારે ત્યાંના સ્થાનિક સંઘ ઉપર કેવી અસર નિપજાવી હશે, તેની પાઠકો પોતે જ કલ્પના કરી લે. એમ કહેવાય છે કે હવે ચમત્કારનો જમાનો આથમી ગયો છે, પણ એ વાત સાચી નથી. ચમત્કાર આજે પણ

થાય છે અને ભવિષ્યમા પણ થવાના માત્ર તે માટે શ્રદ્ધા અને સમર્પણનુ બળ જોઇએ

બીજા દિવસે તો આગેવાનો પ્રતિમાજી લઇને આવી પહોચ્યા અને સઘે વાજતે ગાજતે તેનો નગર પ્રવેશ કરાવ્યો. એ પ્રતિમાજીને મહોત્સવમડપમા બિરાજમાન કરવામા આવ્યા ગામલોકોએ આ બધી વાત સાભળી, એટલે તેઓ પણ આ તેજસ્વી ચમત્કારીક મૂર્તિના દર્શન કરવા ઉમટી પડચા

'વાત તો વાયે ઉડે છે' એ કહેવત ખોટી નથી, તેમા પણ જે વાત કોઇ અદ્ભુત પ્રસગની હોય તો એ બમણા જોરથી ઉડે છે અને તરત જ ચારે બાજુ ફેલાઇ જાય છે જો આ વસ્તુ સત્ય ન હોય તો માત્ર ચોવીશ કલાકમા જ મહીદપુરમા આસપાસના ગામોમાથી સેકડો સ્ત્રી-પુરુષો એ પ્રતિમાજીના દર્શન કરવા કયાથી આવી પહોચે ?

તપગચ્છના આગેવાનો પણ પ્રતિમાજીની આ હકીકતથી પ્રભાવિત થયા અને તેઓ સૂરીશ્વરજી પાસે આવી મહોત્સવમા ઉત્સાહ ભેર ભાગ લેવા લાગ્યા

આચાર્યશ્રીએ એ પ્રતિમાજી પરનો લેખ વાચતા ૧૧૫૫ નો સવત્ નજરે પડયો અને તેની અજનસલાકા કોઇ પ્રભાવિક આચાર્યના હાથે થયાનુ જાણવામા આવ્યુ આ વસ્તુ સોનામા સુગધ ભળવા જેવી હતી, એટલે અધિક આનદનુ કારણ બને એમા નવાઇ શુ ?

અનુક્રમે આચાર્યશ્રીની અધ્યક્ષતામા એ પ્રતિમાજીની જયપુર નિવાસી શ્રીપૂજ્ય શ્રી જિન ધરણેન્દ્રસૂરિજી દ્વારા

પ્રતિષ્ઠા થઈ અને સકળ સંઘમાં આનંદ વ્યાપ્યો. આ ઉપરાંત જંગમ યુગપ્રધાન ભટ્ટારક દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજીની મૂર્તિ, તથા પાદુકા, યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિન કુશલ-સૂરીશ્વરજીની ચરણપાદુકા, વીસમી સદીના મહાન શાસનપ્રભાવક ક્રિયોદ્ધારક મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજની ચરણપાદુકા તેમનાં શિષ્યરત્ન શ્રી રાજમુનિજીની ચરણપાદુકા, તેમજ પરમ સુવિહિત ત્યાગી, વૈરાગી, તપોનિધિ મુનિરાજ શ્રી સુખ-સાગરજી મહારાજ કે જેમના શુભ હસ્તે ખરતરગચ્છ વિભૂષણ શ્રી મોહનલાલજી મહારાજે ક્રિયોદ્ધાર કર્યો પછી યોગોદ્વહન પૂર્વક વડી દીક્ષા લીધી હતી તેમની પણ ચરણપાદુકા અને શ્રી ચક્રેશ્વરી આદિ દેવીઓની પ્રતિષ્ઠા કરાવવામાં આવી. છેવટે શાંતિસ્નાત્ર અને સાધર્મિક વાત્સલ્ય થતાં આ મહોત્સવ નિર્વિઘ્ને પૂર્ણ થયો. આ મહોત્સવમાં દેવ દ્રવ્ય તથા સાધારણ દ્રવ્યની ઉપજ સારી થઈ હતી.

આ નૂતન જિનાલયના વહીવટ માટે પૂજ્ય આચાર્યશ્રીનાં માર્ગદર્શનથી શ્રી મૂળચંદજી ઘાડીવાલ, શ્રી જયચંદજી ચોપડા, શ્રી રાજમલજી કોઠારી, શ્રી કેસરીમલજી ચોપડા, શ્રી પન્નાલાલજી રાખેચા તથા શ્રી જગન્નાથજી પોરવાડ એ છ ભાઈઓની એક સમિતિ નીમવામાં આવી.

આ રીતે મહીદપુરનો અદ્‌ભૂત પ્રતિષ્ઠામહોત્સવ પૂર્ણ થયો અને તે સંપ, સહૃદયતા, શ્રદ્ધા તથા સમર્પણનો સુમંગલ પાઠ સહુને શીખવી ગયો.





૧૮

## આનંદકારી આઠ ચાતુર્માસ

જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ એ ત્રણ પુરુષો વંદનને યોગ્ય ગણાય છે, પરતુ આપણા ચરિત્રનાયક તો જ્ઞાનવૃદ્ધ પણ હતા, તપોવૃદ્ધ પણ હતા અને વયોવૃદ્ધ પણ હતા, એટલે તેઓ ભૂરિ ભૂરિ વદનાને યોગ્ય ગણાય એ સ્વાભાવિક છે

આજ સુધીમા અનેક શાસ્ત્ર-સિદ્ધાતોનો અભ્યાસ કરીને તેઓ જ્ઞાનવૃદ્ધ થયા હતા, બાહ્ય અને અભ્યંતર અનેક પ્રકારની તપશ્ચર્યાઓ કરીને તપોવૃદ્ધ થયા હતા અને સં ૧૯૩૬ માં જન્મેલા હોઇ વયોવૃદ્ધ પણ હતા સરકાર પંચાવનમા વર્ષે માણસોને પેન્શન યોગ્ય ગણે છે, વ્યવહારમા સાઠ વર્ષની ઉમર નિવૃત્તિને યોગ્ય ગણાય છે, પરતુ ચરિત્રનાયક પાસઠે પહોચવા છતા ગ્રામાનુગ્રામ વિહાર કરતા હતા, અને સતત અપ્રમત્ત રહીને સ્વાધ્યાય-ધ્યાન ઉપરાત લોકોને ધર્મમાર્ગે પ્રવર્તાવવાનુ કામ પણ ઘણી કુશળતાથી કરતા હતા

સં. ૨૦૦૧ થી સં. ૨૦૦૮ સુધીનો તેમનો વિહાર મુખ્યત્વે માળવા અને મારવાડમા જ થયો હતો અને એક

અપવાદ સિવાય બધાં ચાતુર્માસો પુણ્યનિધિ આચાર્ય શ્રીમદ્ જિનરત્નસૂરિજીની સાથે જ થયાં હતાં. આ આઠ વર્ષમાં તેમનાં દ્વારા શ્રી સંઘમાં જે આનંદમંગલની પ્રવર્તના થઈ તેનું અહીં દિગ્દર્શન કરાવીશું.

મહીદપુરના બધા ભાઈઓની ઈચ્છા ગુરુમહારાજ તથા સમસ્ત મુનિમંડલને ચાતુર્માસ કરવાની થતાં સંઘના આગેવાનોએ આચાર્યશ્રીને ભાવપૂર્વક વિનંતિ કરી અને આચાર્યશ્રીએ ધર્મવૃદ્ધિનું કારણ જાણી તેનો સ્વીકાર કર્યો. આ રીતે સં. ૨૦૦૧ નું ચાતુર્માસ આચાર્ય શ્રી આદિ મુનિમંડળ સાથે મહીદપુરમાં થયું.

આ ક્ષેત્ર સારી રીતે ખેડાયેલું હતું અને તેના પર આચાર્યશ્રી આદિ વિદ્વાનોની વાણીની સુંદર વર્ષા થઈ, એટલે તેમાં ધર્મકરણીરૂપી વિપુલ પાક ઉતરવામાં શી ખામી રહે? અહીં શ્રી મુક્તિમુનિજીએ એકાંતર ઉપવાસ કરવા વડે અષ્ટમાસી તપ કર્યો હતો. બીજી તપશ્ચર્યાઓ પણ ઘણી થઈ હતી.

અહીં ઉપાધ્યાયજીએ ૧૦૮ સંસ્કૃત શ્લોકમય '**આત્મભાવના**' નામની એક સુંદર કૃતિની રચના કરી, જે* મુમુક્ષુઓને આત્માનુશાસન કરવા માટે સુંદર માર્ગદર્શન આપે છે.

---

* "श्रीमद्राजमुनेः शिष्याः, श्रीजिनरत्नसूरयः ।
तेषां प्रवरशिष्टिस्थ-लब्ध्याख्यमुनिना मया ॥ १०७॥
चन्द्राभ्रशून्यनेत्राब्दे (२००१), मालवस्थे महत्पुरे ।
गणिप्रेममुनेरुक्त्या, कृतेयमात्मभावना ॥ १०८॥"

ચાતુર્માસ બાદ વિહાર કરી, વિછડોદ થઈ, મક્ષીજી તીર્થ તથા શ્રી મકોદા પાર્શ્વનાથની યાત્રા કરી અને સ્થળે સ્થળે ધર્મોપદેશ આપતા અનુક્રમે બડોદિયા પધાર્યા ત્યાં હજારીમલજી ચોપડાએ વિશેષ સ્થિરતા કરવાની વિનતિ કરી ઉત્તરમા આચાર્યશ્રીએ જણાવ્યુ કે ચૈત્રી ઓળી તો અહીં કરીશું પણ તમે પુણ્યોદયે સારુ એવું દ્રવ્ય કમાયા છો, તો ધર્મકાર્યમા તેનો સદુપયોગ કરશો ને ?' હજારીમલજી ચોપડા ઘણા વિનયી અને ગુરુભક્ત હતા તેમણે કહ્યુ ' આપ આજ્ઞા ફરમાવો તે ધર્મકાર્ય કરવા હુ તૈયાર છુ. આપ જેવા પુણ્યપ્રભાવી, તપસ્વી, કૃપાનિધાન અમારા ગામમા કયાથી ? મારી ધર્મપત્નીની ભાવના ઘણા વખતથી ઉદ્યાપન-મહોત્સવ કરવાની છે હવે આજે આપના ઉપદેશથી એ ભાવના પૂર્ણ કરવા દઢ નિશ્ચય કરુ છુ માટે આપ ચૈત્રી ઓળી સુધી રોકાઇ જાઓ અને અમારી ઉદ્યાપન-મહોત્સવની ભાવના પૂરી કરો '

આચાર્યશ્રીએ એ વિનતિનો સ્વીકાર કર્યો, પણ હજી ચૈત્રી ઓળીને સમય હોવાથી આસપાસના ગામોમા ફરીને સમયસર બડોદિયા આવવાનુ જણાવ્યુ સઘે આ માટે ખુશી બતાવી અને આચાર્યશ્રી આદિ મુનિવરો આસપાસના ગામોમા વિચરી, નળખેડા થઈ પાછા બડોદિયા આવી ગયા

ચૈત્રી ઓળીનુ આરાધન આનંદપૂર્વક શરૂ થયુ. ઘણા ભાઇ-બહેનો તેમા જોડાયા છૂટા આયબિલો પણ સારા પ્રમાણમા થયા પ્રતિદિન શ્રીપાળરાજાનો રાસ વચાતો હતો અને આચાર્યશ્રી આયબિલતપ વિષે દષ્ટાંતો સહિત મધુર ઉપદેશ આપતા હતા.

શેઠ હજારીમલજીએ ઉદ્યાપનની તૈયારીઓ પૂર્ણ કરી. સુશોભિત મંડપની રચના કરાવી, તેમાં પ્રભુજીની સ્થાપના કરી. જ્ઞાન-દર્શન-ચારિત્રનાં સુંદર ઉપકરણો મૂક્યાં અને મહોત્સવ શરૂ કર્યો. આઠે દિવસ તેમના તરફથી પૂજા, પ્રભાવના, આંગી, ભાવના આદિ ઉત્સાહભેર થયા. રથયાત્રાનો વરઘોડો પણ ચિત્તનું પ્રબળ આકર્ષણ કરે એવો ભવ્ય નીકળ્યો. છેલ્લા દિવસે દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજીની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરી તથા શાન્તિસ્નાત્ર ભણાવ્યું. વળી તે જ દિવસે સાધર્મિકવાત્સલ્ય કર્યું અને પોતાનાં ઘરે આચાર્યશ્રીનાં પુણ્ય પગલાં કરાવી ભાવનાપૂર્વક સત્કાર કરવાનો તથા આહારાદિ વહોરાવવાનો લાભ લીધો. તેમનાં ધર્મપત્નીએ ઉદ્યાપનનો જે લાભ લીધો, તે માટે આચાર્યશ્રીએ તેમને ધન્યવાદસહ મંગલ આશીર્વાદ આપ્યા.

ત્યાંથી વિહાર કરી, સુજાલપુરનાં દહેરાસરમાં દાદાસાહેબની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરાવી, ઉજ્જૈન પધાર્યાં કે જે ભારતની એક પ્રાચીન નગરી છે તથા હિંદુ અને જૈન બંનેનું યાત્રાધામ છે. હિંદુઓ અહીં મહાકાલેશ્વરનાં દર્શન કરી પોતાને કૃતકૃત્ય માને છે અને જૈનો શ્રી અવંતિ પાર્શ્વનાથનાં દર્શનથી પોતાનાં જીવનને ધન્ય લેખે છે. અહીં શ્રી સંઘ તરફથી ભાવભીનું સ્વાગત થયું અને ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ થઇ. એ વિનંતિનો સ્વીકાર થતાં સં. ૨૦૦૨ નું ચાતુર્માસ ઉજ્જૈનમાં વ્યતીત થયું.

આ ચાતુર્માસમાં અનેક પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓ થતાં તે સકળ સંઘને આનંદકારી નીવડયું હતું. અહીં જયપુરના

શેઠ હમીરમલજી ગુલેચ્છા તથા સિરેમલજી સચેતી આદિ સંઘના આગેવાનો ગુરુવંદનાર્થે આવ્યા હતા તેમણે ગુરુદેવને જયપુર પધારવાનું આગ્રહભરી વિનંતી કરતા ગુરુદેવે 'વર્તમાન જોગ' કહી એ વિનંતિનો સ્વીકાર કર્યો હતો.

ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયક આચાર્યશ્રીની આજ્ઞાથી ગણિવર્ય શ્રી ભાવમુનિજી તથા પ્રેમમુનિજી સાથે આસપાસના પ્રદેશમા વિચરવા લાગ્યા અને વિછડોદ, મહીદપુર વગેરેને લાભ આપતા જાવરા પધાર્યા. અહીં સંઘે સુંદર સ્વાગત કરીને ગુરૂભક્તિનો લાભ લીધો અને થોડા દિવસ સ્થિરતા કરવાની વિનંતિ કરી ઉપાધ્યાયજીએ એ વિનંતિનો સ્વીકાર કર્યો અને નિત્યધર્મોપદેશ આપવા લાગ્યા શું એમની વાણીની મધુરતા! શુ એમની સુંદર સમજાવટ! શ્રોતા ગમે તેવો અણઘડ કે અલ્પજ્ઞ હોય તો પણ તે અહીંથી જ્ઞાનની પોટલી જરૂર બાંધી જતો

આ અવસરે રતલામ સંઘના આગેવાનો શેઠ વૃદ્ધિચંદ્રજી ચોપડા તથા શેઠ કેશરીમલજી વેદ દર્શનાર્થે પધાર્યા તેમણે વંદનવિધિ કરી, સુખશાતા પૂછી રતલામમા ચાતુર્માસ કરવાની વિનતિ કરી, ઉપાધ્યાયજીએ કહ્યુ 'આપની વિનંતિ મે ધ્યાનમા લીધી છે, પરંતુ આચાર્યશ્રીની આજ્ઞા વિના મારાથી તેનો સ્વીકાર થઇ શકે નહિ માટે તમે પ્રતાપગઢ આચાર્યશ્રી પાસે જાઓ અને તેમને વિનંતિ કરો. હું પણ આ બાબતના સમાચાર તેમને લખુ છું.'

આગેવાનો પ્રતાપગઢ ગયા, તેમણે આચાર્યશ્રીને વંદના કરી સુખશાતા પૂછી અને ચાતુર્માસ અંગેની પોતાની વિનંતિ

જણાવી. આચાર્યશ્રીએ લાભાલાભનો વિચાર કરી તેમની વિનંતી માન્ય રાખી અને આજ્ઞાપત્ર લખી આપ્યો. આ રીતે ચરિત્રનાયકનું સં. ૨૦૦૩ નું ચાતુર્માસ રતલામમાં થયું. અહીં તેમણે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની કમલસંયમી ટીકા તથા ધર્મકલ્પદ્રુમનું વાચન કર્યું અને મુમુક્ષુઓની તત્ત્વવિષયક જિજ્ઞાસા સારી રીતે તૃપ્ત કરી. સાધુપુરુષોના વ્યાખ્યાનનું શ્રવણ કરતાં તત્ત્વબોધ થાય છે, તેમાથી વિરતિના પરિણામ જાગે છે અને અનેક પ્રકારનાં વ્રત-નિયમો લેવાય છે, રતલામનાં ચાતુર્માસે એ વાત સોળ આના પુરવાર કરી આપી. આ ચાતુર્માસને પણ અમે આનંદકારી જ કહીશું, કારણ કે જ્યાં વ્રત-નિયમોરૂપી ધર્મ છે, ત્યાં જય છે, સુખ છે, આનંદ છે.

ચાતુર્માસ બાદ શ્રીસંઘે બીબડોદજી તીર્થનો સંઘ કાઢયો તેને સાંનિધ્યનો લાભ આપી ચરિત્રનાયક જાવરા પધાર્યા. અને ત્યાં આચાર્યશ્રીનાં દર્શન કરી કૃતાર્થ થયા. જાવરામાં વિદુષી સાધ્વીજી અનુભવશ્રીજી તથા જૈનશ્રીજીના ઉપદેશથી શ્રાવકોએ શ્રી ચક્રેશ્વરી દેવીની મૂર્તિ મંગાવેલી, તેની આચાર્યશ્રીએ મહોત્સવપૂર્વક પ્રાણપ્રતિષ્ઠા કરી અને ત્યાર બાદ શેઠ ચાંદમલજી ચોપડાના ખાસ આગ્રહથી સેમલિયાજી તીર્થના સંઘમાં પધાર્યા. રસ્તામાં બધા ગામોને ધર્મોપદેશ અપાયો અને ન્યાયનીતિ તથા દયાની ભાવનાપૂર્વક ચાલવાનો અનુરોધ કરાયો. સેમલિયાજી તીર્થમાં શ્રી શાંતિનાથ ભગવાનનાં દર્શન કરતાં સહુને ખૂબ આનંદ થયો. અને શેઠ ચાંદમલજી ચોપડાએ અહીં આચાર્યશ્રીના વરદહસ્તે તીર્થમાળ પહેરી.

કોટાથી દિવાન બહાદુર શેઠ શ્રી કેસરીસિંહજી દર્શનનો

લાભ આપવા માટે વારવાર વિનતિ કરી રહ્યા હતા એટલે આચાર્યશ્રીએ અહીંથી સમુદાય સહિત કોટા થઇ જયપુર પધારવાનો નિર્ણય કર્યો

અનુક્રમે તેઓશ્રી રતલામ થઇ ખાચરોદ પધાર્યા ત્યા જાવરાનીવાસી સુશ્રાવક પ્યારચદજી પગારિયા વદનાર્થે આવ્યા અને તેમણે વધ તીર્થનો સઘ કાઢવાની ઇચ્છા દર્શાવી, અને એ સઘમા પધારવાની અતિ આગ્રહભરી વિનતિ કરી આચાર્યશ્રીની ભાવના કોટા થઈ તરત જયપુર પહોચવાની હોવા છતા તેઓશ્રીને આ વિનતિનો સ્વીકાર કરવો પડયો. અને તેઓશ્રી જાવરા પધાર્યા

ચૈત્ર વદિ ૬ ના દિવસે શુભ મુહૂર્તે સંઘ નીકળ્યો. અને પ્રથમ દિવસે તે ઢોઢણ આવ્યો ત્યા સ્થાનિક સઘે આચાર્યશ્રી તથા સઘપતિનો ભવ્ય સત્કાર કર્યો અને સઘપતિએ પૂજા, પ્રભાવના તથા સાધર્મિકવાત્સલ્યનો લાભ લીધો. બીજા દિવસે સઘ તલોદા પહોચ્યો ત્યા પણ સ્વાગતાદિ સર્વ ક્રિયાઓ પ્રથમ દિવસ જેવી જ થઇ ત્યાથી મદસોર થઇ વઇ તીર્થ પધારતા સંઘનું સુંદર સ્વાગત થયુ. ત્યાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં દર્શન કરતાં સહુનાં નયન-મન પવિત્ર થયા અને આત્મા ઉલ્લસિત થયો. ત્યા શ્રી પ્યારચદજીને તીર્થમાળ પહેરાવવામાં આવી અને એ દિવસની સ્થિરતા બાદ શ્રીસઘ વિસર્જન થયો.

આચાર્યશ્રી ગ્રામાનુગ્રામ વિહાર કરતા કોટા પધાર્યા અને શ્રીસઘે તેઓશ્રીનુ ભવ્ય સ્વાગત કર્યું પરંતુ અહીં આવતા જ ગળિયાથી ભાવમુનિજી પર લકવાનો હુમલો થયો

અને તેઓ એક જ દિવસની બિમારીમાં જેઠ વદિ અમાસની રાત્રે સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. શ્રી સંઘે તેમની ભવ્ય સ્મશાનયાત્રા કાઢી આ બનાવથી શોકની લાગણી ફેલાય, એ સ્વાભાવિક છે.

આ પ્રદેશ અતિ ડુંગરાળ હોવાથી, તેમજ સખત ગરમી તથા લાંબા વિહારના પરિશ્રમને પરિણામે આચાર્યશ્રી તથા આપણા ચરિત્રનાયકની તબિયત પણ અસ્વસ્થ રહેવા લાગી, દાહજવર લાગુ પડ્યો. દિવાન બહાદુર શેઠ શ્રી કેસરીસિંહજી આદિ સંઘના આગેવાનોને આ વાતની જાણ થતાં તેઓ ચિંતાતુર થયા અને અહીંથી વિહાર ન કરવાની, તેમજ ચાતુર્માસનો લાભ આપવાની આગ્રહભરી વિનંતિ કરી. આચાર્યશ્રીએ તબિયત તથા ક્ષેત્રસ્પર્શનાનો વિચાર કરી સંઘની એ વિનંતિનો સ્વીકાર કર્યો અને સં. ૨૦૦૪ નું ચાતુર્માસ કોટામાં કર્યું. અહીં એ નોંધ કરવી જોઈએ કે આચાર્યશ્રી તથા ઉપાધ્યાયજીની તબિયત થોડા દિવસ બાદ સારી થઇ ગઇ હતી અને ચાતુર્માસ શાંતિપૂર્વક પસાર થયું હતું.

ચાતુર્માસ પહેલાની આ વાત છે. એક દિવસ દિવાન બહાદુર શેઠ કેશરીસિંહજી બાફણા આચાર્યશ્રીને વંદન કરવા આવ્યા. અને વિધિપૂર્વક વંદન કરીને આચાર્યશ્રીની સન્મુખ બેઠા.

આચાર્યશ્રીએ ધર્મલાભપૂર્વક કહ્યું, ‘ ભાગ્યશાળી ! તમે વ્યવહારમાં કુશળ છો તથા સંપત્તિ મેળવવાના ઘણા કાર્યો કરી ચૂકયા છો. હવે ધર્મોદ્યોતનાં કાર્ય કરી કૃતાર્થ થાઓ.’

દિવાન બહાદુરે કહ્યું: ‘ પૂજ્ય ગુરુદેવ ! હું પણ એજ ભાવનાથી આપના દર્શને આવ્યો હતો. પણ આપ દયાળુ

મારા મનની વાત જાણી ગયા હો એમ લાગે છે આપના આ વચને મને ઉત્સાહિત કર્યો છે આપ જેવા પુણ્યપ્રતાપી આચાર્ય અત્રે પધાર્યા છો તો યથાશક્તિ ધર્મકાર્યો થતા રહેશે, પરંતુ મારી પ્રથમ ભાવના ભગવતીસૂત્ર વંચાવવાની છે. એ ભાવના આપશ્રી પૂરી કરો.'

આચાર્યશ્રીએ કહ્યુ 'જો તમે ભગવતિસૂત્રની વાચના અને બીજા ધર્મકાર્યો માટે ઉત્સાહ ધરાવો છો, તો એ ભાવના પૂરી કરીને જ અમે વિહાર કરશુ ' આ શબ્દોથી દિવાન બહાદુરને ઘણો આનંદ થયો અને સકલ સંઘ અતિ હર્ષ પામ્યો.

શુભ દિવસે શુભ મુહૂર્તે શ્રી ભગવતિસૂત્રનો વરઘોડો કાઢવામાં આવ્યો અને સૂત્રને હાથીના હોદ્દે સોનાની અબાડીમા પધરાવવામા આવ્યુ, પછી પૂજા-પ્રભાવનાદિ કરીને તથા સોનારૂપાના ફૂલોથી વધાવીને એ સૂત્ર આચાર્યશ્રીને વહોરાવવામા આવ્યુ

આચાર્યશ્રી ભગવતીસૂત્રની વાચના એવી સુંદર રીતિમા કરવા લાગ્યા કે શ્રોતાજનો સંસારની સઘળી ઉપાધિઓ ભૂલીને એ વાચના સાભળવામા તલ્લીન બન્યા. એક વાર આચાર્યશ્રીએ પ્રસંગ જોઇને ઉપદેશ કરતા દિવાન બહાદુર બાફણાજીએ ગણિવર્ય શ્રી ભાવમુનિજીના સ્વર્ગવાસ નિમિત્તે પોતાના દહેરાસરમા અઠ્ઠાઈ-મહોત્સવ કર્યો અને છેલ્લા દિવસે શાતિસ્નાત્ર ભણાવી સાધર્મિક વાત્સલ્ય કર્યું

બાદ પુણ્યરાશિ આચાર્યશ્રી તથા સાધુ સમુદાયનાં પોતાને ત્યા વાજતે ગાજતે પગલા કરાવ્યા અને બહુમાનપૂર્વક વંદના

કર્યા પછી પોતાના ધર્મપત્ની સાથે ચતુર્થવ્રત ઉચ્ચર્યું. આચાર્યશ્રીએ તેમને મંગલિક સંભળાવી આશીર્વાદ આપ્યા.

આ રીતે ચાતુર્માસમાં ભવ્યાત્માઓને આનંદ પમાડનાર બીજા પણ ઘણા કાર્યો થયાં.

ચાતુર્માસ પૂર્ણ થયા પછી આચાર્યશ્રી કોટાથી વિહાર કરી નવાપુરા પધાર્યા. ત્યાં કોટાના ઘણા શ્રાવક-શ્રાવીકાઓ વિદાય આપવા આવ્યા અને પૂજા-પ્રભાવના તથા સાધર્મિક વાત્સલ્ય કરી કૃતાર્થ થયા.

ત્યાંથી બુંદી પધારતાં સંઘે ભવ્ય સામૈયું કર્યું. અહીં કોટાથી દિવાન બહાદુર બાફણાજી પોતાના કુટુંબ સાથે પધાર્યા હતા, અને બીજા શ્રાવક-શ્રાવિકાઓએ પણ તેમનો સાથ કર્યો હતો. શ્રી બાફણાજીએ અહીં પૂજા, પ્રભાવના તથા સાધર્મિકવાત્સલ્યનો લાભ લીધો એથી આખા શહેરનું વાતાવરણ આનંદમય બની ગયું.

ત્યાંથી ટોંક થઈ માલપુરા પધારતાં દાદાસાહેબ શ્રી જિનકુશલસૂરિજીની મહા પ્રભાવશાળી પાદુકાનાં દર્શન કર્યાં. અહીં જયપુરના આગેવાનો શેઠ હમીરમલજી ગુલેચ્છા, સિરેમલજી સંચેતી તથા બીજા પણ અનેક ભાવિક શ્રાવકો આચાર્યાદિ મુનિવરોનાં દર્શનાર્થે આવ્યા હતા અને જયપુર પધારવાની વિનંતિ કરી ગયા હતા.

અનુક્રમે આચાર્યશ્રી સાધુસમુદાય સાથે જયપુર પધાર્યા અને ભવ્ય સ્વાગતપૂર્વક નગરમાં પ્રવેશ્યા. શ્રી સંઘના ઉત્સાહનો પાર ન હતો. જૈનેતર લોકો પણ આ સાધુ-મહાત્માના આગ-

મનથી એક પ્રકારનો આનંદ અનુભવી રહ્યા હતા. આચાર્યશ્રીએ ઉપાશ્રયે પધારી મંગલાચરણ સંભળાવ્યાં બાદ પ્રભાવના લઈ સહુ પોતપોતાના સ્થાને ગયા હતા.

અહીં સૂરીશ્વરજીને તાવ આવતા શ્રી સંઘે તરતજ સારા સારા વૈદ્ય-ડૉકટરને બોલાવી ઉપચારો શરૂ કર્યો, પરંતુ તાવ મુદતિયો હોવાથી હઠ્યો નહિ દિન-પ્રતિદિન માંદગી વધવા લાગી અને અશક્તિ ખૂબ આવી ગઈ પરંતુ આચાર્યશ્રી અજોડ ધૈર્ય દાખવી પરીષહ સહન કરવા લાગ્યા આમ અઢી મહિના સુધી ઘણો પરીષહ સહન કર્યો પછી તાવ ઉતર્યો અને ધીમે ધીમે તેઓશ્રીની તબિયત સુધરવા લાગી પરંતુ હજી અશક્તિ ઘણી હતી, તેથી હરવા-ફરવાનું વિશેષ બની શકતું નહતું આ સંયોગોમાં સકલ સંઘે તેઓશ્રીને અહીં ચાતુર્માસ કરવાની આગ્રહભરી વિનંતિ કરી અને આચાર્યશ્રીએ બધી સ્થિતિનો વિચાર કરી તેનો સ્વીકાર કર્યો આ રીતે ચરિત્રનાયકનું સં ૨૦૦૫ નું ચાતુર્માસ આચાર્યાદિ મુનિવરો સાથે જયપુરમાં થયું

અહીં ગરમીનું પ્રમાણ વધારે હોવાથી ચાતુર્માસમાં પણ આચાર્યશ્રીને ફરી તકલીફ થવા લાગી, પણ તેઓશ્રીએ એ તકલીફ સમભાવે સહી લીધી છેવટે સ્વાસ્થ્ય સુધર્યું અને સકળ સંઘને ખૂબ આનંદ થયો.

પંજાબનું ડેરાગાજીખાં શહેર પાકિસ્તાનમાં જતા ત્યાંના કેટલાક શ્રાવકો જયપુર આવી વસ્યા હતા અને તેઓ ત્યાંના દહેરાસરજીની પ્રભુપ્રતિમા પોતાની સાથે લાવ્યા હતા તે અંગે અહીંના શ્રીમાલોના દહેરાસરજીમાં આગ્સની એક ભવ્ય

છત્રી તૈયાર કરાવી હતી, તેમાં આચાર્યશ્રીના વરદહસ્તે પ્રતિમાજીને પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા.

આ ચાતુર્માસમાં પૂજા, પ્રભાવના તથા તપશ્ચર્યાનો પ્રભાવ ઘણો વિસ્તાર પામ્યો હતો અને દેવદ્રવ્ય તથા સાધારણખાતા વગેરેમાં ઉપજ સારી થઈ હતી.

પર્યુષણ પછી ભુજ સંઘના પ્રતિનિધિ શેઠ રવજીભાઈ શીવજી વોરા જયપુર આવ્યા અને તેમણે આચાર્યશ્રીને વિનંતિ કરતાં જણાવ્યું કે 'ગુરુદેવ! આપશ્રી તો સારી રીતે જાણો છો કે ભુજમાં ભુજિયા કિલ્લા પાસે જૂના વખતની દાદાવાડી છે, જેમાં દાદાસાહેબની ચરણપાદુકા છે તેની પ્રતિષ્ઠા સં. ૧૬૧૫ માં આચાર્યશ્રી જિનરાજસૂરિજીએ કરાવી છે, પરંતુ તે સ્થળ ગામથી બહુજ દૂર એકાંતમાં હોવાથી અને દહેરી પણ જીર્ણ થયેલી હોવાથી અમે ભુજના મહારાઓશ્રી પાસેથી શહેરની નજદીક સુંદર અને વિશાળભૂમિ ખરીદ કરી, ત્યાં નૂતન દાદાવાડી બનાવી, તેમાં એક સુંદર ગુરુમંદિર બનાવ્યું છે. તેને તૈયાર થયે પણ ઘણો સમય થયો છે. આ મંદિરમાં શ્રી જિનદત્તસૂરીશ્વરજીની મૂર્તિ તથા ચરણપાદુકાની પ્રતિષ્ઠા આપશ્રીના વરદ હસ્તે કરાવવાનો સમસ્ત સંઘે નિર્ણય કર્યો છે, તો આપશ્રી કૃપા કરી ચાતુર્માસબાદ તરત જ ભુજ પધારો અને અમારી ભાવના પૂર્ણ કરો.'

ગુરુદેવે કહ્યું: 'ભાગ્યશાળી! તમારા શ્રી સંઘની ભાવના ઉત્તમ છે, પણ હાલ હું ઘણો દૂર છું, તેમજ આ પ્રદેશમાં પણ ધર્મનાં ઘણાં કાર્યો કરવાનાં છે, અને તે અંગે સ્થળે સ્થળેથી વિનંતિઓ થઇ રહી છે. વળી મારી તબિયત પણ

જોઈએ તેવી ઠીક રહેતી નથી, એટલે મોટા વિહાર થઈ શકતા નથી છતા સમય મળ્યે હું ભુજ આવી જઈશ અને ગુરુદેવની કૃપાથી તમારી ધારણા પરિપૂર્ણ થશે, માટે તમે નિશ્ચિત રહો.'

આચાર્યશ્રીના આશીર્વાદ મેળવી રવજીભાઈ પોતાનાં વતન ભુજ તરફ પાછા ફર્યા

આ ચાતુર્માસમા ચરિત્રનાયકે સંસ્કૃત શ્લોકબદ્ધ 'દ્વાદશ પર્વકથા-સંગ્રહ' ની રચના શરૂ કરી અને તેની પૂર્ણાહુતિ અષાડ વદ ૭ ના અજમેરમા કરી * તેની અંદર નીચેના ક્રમે કથાઓ ગુથી હતી (૧) જ્ઞાનપંચમી-કથા, (૨) કાર્તિક-પૂર્ણિમા-કથા, (૩) મૌન એકાદશી-પર્વકથા, (૪) પૌષદશમી-પર્વકથા, (૫) મેરુત્રયોદશી-કથા, (૬) હોલિકા-પર્વકથા, (૭) ચૈત્રીપૂર્ણિમા-માહાત્મ્ય-કથા, (૮) અક્ષયતૃતીયા-કથા, (૯) રોહિણિપર્વ કથા, (૧૦) ચાતુર્માસીપર્વ કથા, (૧૧) પર્યુષણાષ્ટાહ્નિકા-કથા અને (૧૨) દીપમાલિકા પર્વકથા તેમજ અહીં ઉપાધ્યાયજીએ ચોવીશ પ્રભુના ચોવીશ ચૈત્યવંદન, વીશસ્થાનકના વીશ ચૈત્યવંદન, ચોવીશ પ્રભુની થુઈઓ (સ્તુતિઓ), તેમજ બીજ, પાંચમ, આઠમ, એકાદશી એ પર્વતિથિઓની

* "इद बाणखशून्याक्षि (२००५)-वर्षापाढस्य मेचके।
सप्तम्या मयाऽकार्य-जयमेरुमहापुरे ॥ ३३६ ॥"

"द्वादशपर्वमाहात्म्य-समारम्भ. पुरेऽजनि।
जयपुरे समाप्ति या-गमज्जयमेरुके ॥ ३४० ॥"

તેમ શ્રીમંધર જિનની થુઇઓ બનાવી.× આમ જયપુરનું ચાતુર્માસ જ્ઞાન-ધ્યાનમાં પ્રગતિકારક નીવડયું હતું અને આનંદોલ્લાસથી અંકિત થયું હતું.

જયપુરથી જિનશાસનની જયપતાકા ફરકાવતા આચાર્યશ્રી અજમેરની સમીપે આવ્યા કે અજમેરનો શ્રીસંઘ હર્ષથી નાચી ઉઠ્યો અને બીજા દિવસે પ્રાતઃકાળે ઘણે દૂર સામે જઇ વાજતે-ગાજતે તેમને અજમેરમાં લઇ આવ્યો. આચાર્યશ્રીએ માંગલિક સંભળાવ્યું મનુષ્યભવની મહત્તા પ્રકાશી અને ધર્મ-ધ્યાનમાં દત્તચિત્ત થવાનો અનુરોધ કર્યો. જેઓ મનુષ્યભવ પામવા છતાં ધર્મનું યોગ્ય આરાધન કરતા નથી, તેઓ મહામૂલ્ય હીરાને કાચ માની તેને સવાશેર ગોળ સાટે વેચી નાખવાનો ધંધો કરે છે છેવટે પ્રભાવના લઇ સંઘ વિદાય થયો.

બીજે દિવસે આચાર્યશ્રી સર્વ મુનિમંડળ સાથે શહેર બહાર દાદાવાડીએ ગયા કે જ્યાં એક લાખ ત્રીશ હજાર જૈનેતરોને પ્રતિબોધ પમાડનાર યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજીનો અગ્નિસંસ્કાર થયો હતો ત્યાં આજે મનોહર છત્રીમાં તેઓશ્રીની ભવ્ય પ્રતિમા બિરાજે છે અને તે સર્વ દર્શકોને શ્રદ્ધા-જ્ઞાન-સંયુત પુરુષાર્થનો સંદેશો પાઠવે છે. એ ભવ્ય પ્રતિમાનાં દર્શન કરતાં આચાર્યશ્રી તથા આપણા ચરિત્ર-નાયકનું હૃદય અપૂર્વ ભાવોથી ઉભરાય એ સ્વાભાવિક છે.

---

× "जयपुरे च बाणाभ्र-नभोनयन (२००५) वत्सरे ।
श्रीखरतरगच्छीय-श्रीजिनरत्नसूरयः ॥ १ ॥"
तदाज्ञावर्त्तिना लब्धिमुनिनाऽदर्भि संस्कृतम् ।
विंशतिस्थानकस्येदं, विंशतिचैत्यवन्दनम् ॥ २ ॥"

અહીં શ્રીસંઘે ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ કરતા સં. ૨૦૦૬ના ચાતુર્માસનો લાભ અજમેરને મળ્યો આ ચાતુર્માસમા પૂજા, પ્રભાવના, પ્રતિક્રમણ, પૌષધ અને પરોપકાર એ પાચ વસ્તુઓનો સુંદર વિસ્તાર થયો અને કર્મની કોઠીઆ ઘણા કાણા પડ્યાં

ચાતુર્માસ પછી તરત વિહાર કરી ભવ્યજનોને પ્રતિબોધ પમાડતા આચાર્યશ્રી બ્યાવર-નયાશહેર પધાર્યા ત્યા શ્રાદ્ધસમૂહે મોટી ધામધુમપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો અને આચાર્યશ્રીની અમૃતવાણી સાભળી કૃતાર્થતા અનુભવી.

હવે આચાર્યશ્રીની એક આખમા મોતિયો પાકી ગયો હતો, તેથી શ્રીસંઘે બોધામંડીવાળા ડૉક્ટરને બોલાવી તેની પાસે આચાર્યશ્રીની આખનુ ઓપરેશન કરાવ્યું અને તે સફળ થયું

અહીં મેવાડના વિજયનગર ગામના આગેવાનો દર્શનાર્થે આવ્યા અને તેમણે વિજયનગર પધારી પ્રતિષ્ઠાનુ માગલિક કાર્ય કરાવી આપવા વિનંતિ કરી એ વિનંતિનો સ્વીકાર કરી આચાર્યશ્રી ગ્રામાનુગ્રામ વિહાર કરતા વિજયનગર પધાર્યા. સાધુ-પુરુષો ધર્મની વૃદ્ધિ અર્થે પોતાની કાયાને કેટલુ કષ્ટ આપે છે, તેનુ આ જ્વલંત ઉદાહરણ છે. ત્યા સુંદર મહોત્સવ-પૂર્વક સં ૨૦૦૭ના જેઠ સુદિ ૫ના દિવસે શુભલગ્ને શ્રી ચંદ્રપ્રભસ્વામી આદિ પ્રતિમાઓની તથા દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીજીની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરાવી અને સકળ સંઘમા આનંદ ફેલાયો

આ પ્રસંગે અજમેરના ધર્મનિષ્ઠ શેઠ શ્રી હીરાચંદજી સંચેતીના સુપુત્ર શેઠ રતનચંદજી ત્યાં આવ્યા હતા. તેમણે આચાર્યશ્રી આદિ મુનિવરોને વિધિપૂર્વક વંદના કરી. આચાર્યશ્રી પાસે પોતાની વીશસ્થાનકનું ઉજમણું કરવાની ભાવના દર્શાવી અજમેર પધારવાની વિનંતિ કરી. આચાર્યદેવે કૃપાવંત થઇને તેનો સ્વીકાર કર્યો અને અજમેરને પુનઃ પાવન કર્યું.

ત્યાં શેઠશ્રી તરફથી ભવ્ય મહોત્સવપૂર્વક વીશસ્થાનકનું ઉજમણું થયું અને તે અનેક આત્માઓને જ્ઞાન-દર્શન-ચારિત્રની ઉપાસનાનો અમર સંદેશ આપી ગયું. ત્યારબાદ શેઠ શ્રી કસ્તુરચંદ ભડગનિયાનાં ધર્મપત્ની શ્રાવિકા જીવણકુંવરબાઇની ઈચ્છા પોતાની કોઠીનાં દહેરાસરમાં દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજીની મૂર્તિ બેસાડવાની થતાં આચાર્યશ્રીએ એ મૂર્તિની સમહોત્સવ પ્રતિષ્ઠા કરાવી અને સદ્ગુરુપદ સાર્થક કર્યું.

ત્યાંથી વિહાર કરી આચાર્યશ્રી પુનઃ બ્યાવર-નયાશહેર પધાર્યા અને ધર્મનો પ્રભાવ વિસ્તારવા લાગ્યા. જ્યાં ધર્મનો પ્રભાવ વિસ્તાર પામે છે, ત્યાં સુખ, શાંતિ અને આબાદી અવશ્ય હાજર થાય છે. શાસ્ત્રકારોએ ધર્મનો પ્રભાવ વર્ણવતાં કહ્યું છે કે—

“ धर्माज्जन्मकुले शरीरपटुता सौभाग्यमायुर्बलं,
धर्मेणैव भवन्ति निर्मलयशो विद्यार्थसम्पत्तयः ।
कान्ताराच्च महाभयाच्च सततं धर्मः परित्रायते,
धर्मः सम्यगुपासितो हि भवति स्वर्गापवर्गप्रदः ॥१॥ ”

‘ ધર્મના યોગ્ય આરાધનથી ઊંચા કુલમાં જન્મ થાય છે, પાંચે ઇંદ્રિયોની પૂર્ણતા પ્રાપ્ત થાય છે, સૌભાગ્ય, આયુષ્ય

અને બલની પ્રાપ્તિ થાય છે ધર્મના આરાધનથી જ નિર્મલ યશની તથા વિદ્યા અને અર્થની સંપત્તિ પ્રાપ્ત થાય છે તે જ રીતે ધર્મનુ આરાધન ઘોર જંગલમા અને મહાન ભયો ઉપસ્થિત થયે તેના આરાધકનું રક્ષણ કરે છે ખરેખર! આવા ધર્મની આરાધના જો સમ્યક્પ્રકારે કરવામા આવે તો તે સ્વર્ગ અને મોક્ષનુ સુખ આપી શકે છે '

શ્રીસંઘના આગ્રહથી સ. ૨૦૦૭નુ ચાતુર્માસ બ્યાવર-નયાશહેરમા થયું અને તે ઉત્તરોત્તર મંગલમાલા વિસ્તારનારુ નીવડયુ આ વખતે આપણા ચરિત્રનાયક શ્રી ઉપાધ્યાયજી મહારાજે પ્રાકૃત સુસઢ ચરિત્રના અનુવાદરૂપે સંસ્કૃત શ્લોકબદ્ધ સુસઢ ચરિત્ર બનાવ્યુ જે છપાઈ ગયુ છે.

આ અવસરે મુલતાનનિવાસી સુશ્રાવક હીરાલાલજી ભુંગડીને ભાગવતી દીક્ષા અંગીકાર કરવાની ભાવના થતા તેમણે આચાર્યશ્રીને વિનંતિ કરી. તેમની ઉત્કટ ભાવના જોઈ આચાર્યશ્રીએ તે માટે અનુમતિ આપી અને બ્યાવરના શ્રેષ્ઠિવર્ય શ્રી ઉદયચંદજી કાસ્ટીઆએ તે અંગે અઠ્ઠાઈ-મહોત્સવ કર્યો અષાઢ સુદિ ૧ ના દિવસે તેમને વિધિપૂર્વક દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ શ્રી હીરમુનિજી રાખી તેમને આચાર્યશ્રીના શિષ્ય સ્થાપવામા આવ્યા

અહીં આચાર્યશ્રીની પ્રેરણાથી ધર્મપ્રેમી શેઠ શ્રી ઉદયચંદ કાસ્ટીઆ તથા શેઠ શ્રી ચંપાલાલજી જેતારણવાળાની ઉપધાનતપ કરાવવાની ભાવના થતા શુભદિને શુભમુહૂર્તે ઉપધાનતપની શરૂઆત થઇ અને તેમા અનેક ભાગ્યશાળીઓ જોડાયા. બને શેઠશ્રી તરફથી બધા તપસ્વીઓની અનેક વસ્તુઓથી ભક્તિ

કરવામાં આવતી હતી અને ગામ-પરગામથી અનેક ભાવિકો શાતા પૂછવા આવતા હતા. દરરોજ વ્યાખ્યાન સુંદર રીતે વંચાતું હતું અને તેમાં તપસ્વીઓ ઉપરાંત બીજા પણ ઘણા ભાઇ-બહેનો હાજર રહેતા હતા. છેવટે અટ્ઠાઇ-મહોત્સવપૂર્વક માગસર સુદિ ૬ ના દિવસે આચાર્યશ્રીના વરદહસ્તે તપસ્વીઓને માલારોપણ કરવામાં આવ્યું અને અનેક પ્રકારની પ્રભાવનાઓ આપવામાં આવી. તપ કરનાર, કરાવનાર તથા તેની અનુમોદના કરનાર ત્રણે મહાન પુણ્ય ઉપાર્જન કરે છે, એ આપણે ભૂલવાનું નથી.

ઉપધાન-મહોત્સવ સાનંદ સંપન્ન થયા પછી આચાર્યશ્રી સાધુસમુદાય સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં સોજત થઇ પાલી પધાર્યા. ત્યાં શ્રીસંઘે ભાવભીનું સ્વાગત કર્યું અને સંઘના આગ્રહથી આચાર્યપ્રવરે એક માસની સ્થિરતા કરી.

અહીં મુંબઇ રહેતા ભુજના અગ્રગણ્ય શેઠશ્રી સિંગજીભાઇ વિક્રમસી આચાર્યશ્રીને ભુજ પધારવાની વિનંતિ કરવા આવ્યા અને દાદાવાડીની પ્રતિષ્ઠા બાબત યાદ આપી. આ વસ્તુ આચાર્યપ્રવરનાં ધ્યાનબહાર ન હતી, પણ અનેક કારણોસર તેમાં વિલંબ થઈ રહ્યો હતો. છતાં તેઓશ્રીએ જણાવ્યું કે 'આ ચાતુર્માસ પછી દાદાસાહેબની કૃપા હશે, તો ત્યાં આવવાની ભાવના છે. પછી બને તે ખરૂં.'

શ્રી સિંગજીભાઈ આ જવાબથી સંતુષ્ટ થઇ આચાર્યશ્રીના આશીર્વાદ લઈ મુંબઇ ગયા.

પાલીથી વિહાર કરી આચાર્યશ્રી વરકાણા આદિ પ્રાચીન તીર્થોની યાત્રા કરતાં શિવગંજ થઇને કોરટા તીર્થમાં પધાર્યા.

આજે તો કોરટા એક નાનું ગામ છે, પણ એક કાળે તે મોટુ નગર હતુ અને કનકાપુર કે કોરટનગર નામે ઓળખાતુ હતુ. ઇતિહાસ પ્રસિદ્ધ કોરટક ગચ્છ આ નગરમાથી નીકળ્યો હતો અહીં ચાર સુદર જિનમદિરો છે તેમા સહુથી પ્રાચીન મદિર શ્રી મહાવીરસ્વામીનુ છે આ તીર્થની યાત્રા કરતા આચાર્યશ્રી આદિ મુનિવરોએ અપૂર્વ આત્મોલ્લાસ અનુભવ્યા

અહીં દાદાસાહેબ શ્રી જિનકુશળસૂરિજી મહારાજની જન્મભૂમિ ગઢસિવાણાના આગેવાન શેઠ ભીમકચદ લલવાણી આદિ શ્રાવકો ચાતુર્માસની વિનતિ કરવા આવ્યા તેનો આચાર્યશ્રીએ લાભાલાભની દૃષ્ટિએ વિચાર કરી સ્વીકાર કર્યો

ત્યાથી વાકલી, તખતગઢ આદિ ગામોને લાભ આપતા પોતાના વડીલ ગુરુભ્રાતા સ્વર્ગીય શ્રી કેશરમુનિજી મહારાજની જન્મભૂમિ ચૂડા પધાર્યા. અહીં શ્રાવકોએ ભાવભર્યું સ્વાગત કર્યું અને તેમની વિનતિથી આચાર્યશ્રીએ સ ૨૦૦૮ ના જેઠ વદિ ૭ ના દિવસે શુભ લગ્નમા દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજીની મૂર્તિ તથા મણિધારી શ્રી જિનચદ્રસૂરિજી, શ્રી જિનકુશલસૂરિજી અને અનુયોગાચાર્ય પન્યાસપ્રવર શ્રી કેશર મુનિજીની ચરણપાદુકાઓની ત્યાના દહેરાસરમા પ્રતિષ્ઠા કરાવી

ત્યાથી આહોર, જાલોર આદિ ગામોને લાભ આપતા ગઢસિવાણા પધાર્યા અને સ ૨૦૦૮ નુ ચાતુર્માસ ઘણા આનદમગળપૂર્વક ત્યા વ્યતીત કર્યું

ચાતુર્માસ પૂર્ણ થયે સૂરિજી ચતુર્વિધ સઘ સાથે નાકોડાજી તીર્થ પધાર્યા. ત્યા ત્રણ દિવસ સુધી મહોત્સવ થયો અને સ ૨૦૦૮ ના માગસર સુદિ એકમને દિવસે શુભલગ્નમા

દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિ આદિની મૂર્તિ તથા ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રાચીન તીર્થના અધિષ્ઠાતા ક્ષેત્રપાળ (ભૈરવ) ની ચમત્કારિક મૂર્તિની સ્થાપના આચાર્યશ્રી જિન-કીર્ત્તિરત્નસૂરિજીના હાથે થઈ હતી અને તેઓશ્રીનો સ્વર્ગવાસ પણ અહીં જ થયો હતો. તેમનાં સમાધિસ્થાનની દહેરીનો જીર્ણોદ્ધાર સ્વ. આચાર્યશ્રી જિનકૃપાચંદ્રસૂરિજી મહારાજ તથા તેમના પટ્ટધર આચાર્યશ્રી જયસાગરસૂરિજીના સદ્દુપદેશથી થયો હતો, તેની પણ પ્રતિષ્ઠા સાથે જ કરાવી.

આનંદકારી આઠ ચાતુર્માસનું દિગ્દર્શન અહીં પૂરું થાય છે. અને તે આચાર્યશ્રીની સતત સાથે રહેનાર ઉપાધ્યાય-જીની સત્પ્રવૃત્તિઓનો આપણને સ્પષ્ટ ખ્યાલ આપે છે.



વહેવડાવી, એ ધારાએ કેટલાંય હૃદયોની કષાય કાલિમાને ધોઈ નાખી અને તેમાં સમતાના સુંદર સ્વસ્તિક પૂર્યા.

ત્યાંથી વિહાર કરી આચાર્યશ્રી મુનિમંડળ સમેત ભુજ પધાર્યા. જે વસ્તુની પાંચ પાંચ વર્ષથી કાગડોળે રાહ જોવાતી હોય તે વસ્તુ સમીપ આવે ત્યારે કેટલો આનંદ અને કેટલો હર્ષ થાય? એની કલ્પના પાઠકોએ પોતે જ કરી લેવી, અહીંના નગરપ્રવેશ વખતે ઢોલ-ત્રાંસા વગ્યા હતા. અને માનવસમૂહે મોટી સંખ્યામાં હાજરી આપી હતી, પરંતુ અમે તો એ વખતે જે ભાવના કુસુમો ઉછળ્યા હતા તેનું જ વધારે મૂલ્યાંકન કરીએ છીએ. રવિ નાનો હોય તો પણ અંધકારનો નાશ કરે છે, તેમ ભાવવાળી ક્રિયા અલ્પ હોય તો પણ ઘણી દીપે છે.

શ્રીસંઘના આગ્રહથી સં. ૨૦૦૯ નું ચાતુર્માસ ભુજમાં થયું. અને તે અનેકવિધ ધાર્મિક પ્રવૃત્તિઓથી યાદગાર બની ગયું.

આ ચાતુર્માસમાં ચરિત્રનાયકે શ્રી સિદ્ધાચળજી ક્ષમાશ્રમણ નામની ૧૦૮ સંસ્કૃત શ્લોકમય કૃતિની રચના કરી.

અહીં એક દિવસ સંઘના આગેવાનો સૂરીશ્વરજી પાસે બેસીને દાદાવાડીની પ્રતિષ્ઠાની વાત કરતા હતા ત્યારે સુશ્રાવક શાહ મોતીલાલ ગોપાળજીએ કહ્યું—'અહીંની જૂની દાદાવાડી શહેરથી બહુ જ દૂર જંગલમાં હોવાથી લગભગ છેલ્લા ત્રીશ વર્ષ થયાં શ્રીસંઘના ભાઈઓની ઇચ્છા શહેરની નજીક દાદાવાડી બનાવવાની હતી, પરંતુ અમારા સંઘના અગ્રેસર શેઠ શ્રી હેમચંદભાઈ સાકરચંદને આ વાત રુચતી ન હતી. તેઓ એમ માનતા હતા, કે નૂતન દાદાવાડી થતાં પ્રાચીન દાદાવા-

ડીનુ મહાત્મ્ય ઘટી જશે અને જો ત્યાની સેકડો વર્ષની સ્થાપિત ચરણપાદુકાઓનુ ઉત્થાપન કરીને તેને નૂતન દાદાવાડીએ લાવીએ તો આવા ચમત્કારિક પાદુકાજીને ઉત્થાપવાનુ જોખમ કોણ ખેડે? એથી શ્રીસઘ એ માટે ચિતાગ્રસ્ત હતો.

સ. ૧૯૯૦ પછી ઘણા વિચારોને અતે શ્રી હેમચદભાઇને લાગ્યુ, કે આખો સઘ નૂતન દાદાવાડી બનાવવા અને જૂની દાદાવાડીની પાદુકા ઉત્થાપન કરી અત્રે સ્થાપવા એકમત થયો છે, તો મારે પણ આ બાબત ધ્યાન આપવા યોગ્ય છે.

પછી તેમણે શહેરની નજીક નૂતન દાદાવાડી બનાવવા યોગ્ય જમીનની તપાસ કરવા માડી ઘણી તપાસના પરિણામે વાણિયાવાડના નાકાની બહાર જૈનોની સ્મશાન ભૂમિની પૂર્વે, માડવી જવાની સડક સામે, શા ડોસાભાઇ લાલચદની ધર્મશાળાની પાછળની જમીન સુદર લાગી તે જમીન કચ્છના મહારાઓ શ્રી વિજયરાજજી સાહેબની હતી, તેથી તેમની પાસેથી એ જમીન મેળવવાના પ્રયાસ થયા, પરંતુ રાજના કામ તરત પતે નહિ, એટલે સમય વ્યતીત થવા લાગ્યો ’

શ્રી મોતીલાલભાઇ દાદાવાડીની કથા કડીબદ્ધ કહી રહ્યા હતા અને આચાર્ય શ્રી આદિ તે એક ધ્યાને સાભળી રહ્યા હતા

શ્રી મોતીલાલભાઇએ આગળ ચલાવ્યુ—‘ આ બાજુ શ્રી હેમચંદભાઇની અવસ્થા બહુ વૃદ્ધ હોવાથી તેઓ બિમાર રહેવા લાગ્યા અને શરીર દિવસે દિવસે જીર્ણ થવા લાગ્યુ છેવટે તેમને પથારીનો આશ્રય લેવો પડયો. આમ છતા તેમણે જમીન બાબતના તમામ પ્રયત્નો ચાલુ રાખ્યા અને

ડીનુ મહાત્મ્ય ઘટી જશે અને જો ત્યાની સેકડો વર્ષની સ્થાપિત ચરણપાદુકાઓનુ ઉત્થાપન કરીને તેને નૂતન દાદા-વાડીએ લાવીએ તો આવા ચમત્કારિક પાદુકાજીને ઉત્થાપવાનુ જોખમ કોણ ખેડે? એથી શ્રીસઘ એ માટે ચિતાગ્રસ્ત હતો

સ. ૧૯૯૦ પછી ઘણા વિચારોને અંતે શ્રી હેમચદ-ભાઇને લાગ્યું, કે આખો સઘ નૂતન દાદાવાડી બનાવવા અને જૂની દાદાવાડીની પાદુકા ઉત્થાપન કરી અત્રે સ્થાપવા એકમત થયો છે, તો મારે પણ આ બાબત ધ્યાન આપવા યોગ્ય છે

પછી તેમણે શહેરની નજીક નૂતન દાદાવાડી બનાવવા યોગ્ય જમીનની તપાસ કરવા માડી ઘણી તપાસના પરિણામે વાણિયાવાડના નાકાની બહાર જૈનોની સ્મશાન ભૂમિની પૂર્વે, માડવી જવાની સડક સામે, શા ડોસાભાઇ લાલચદની ધર્મ-શાળાની પાછળની જમીન સુદર લાગી તે જમીન કચ્છના મહારાઓ શ્રી વિજયરાજજી સાહેબની હતી, તેથી તેમની પાસેથી એ જમીન મેળવવાના પ્રયાસ થયા, પરતુ રાજના કામ તરત પતે નહિ, એટલે સમય વ્યતીત થવા લાગ્યો '

શ્રી મોતીલાલભાઇ દાદાવાડીની કથા કડીબદ્ધ કહી રહ્યા હતા અને આચાર્ય શ્રી આદિ તે એક ધ્યાને સાભળી રહ્યા હતા

શ્રી મોતીલાલભાઇએ આગળ ચલાવ્યુ—' આ બાજુ શ્રી હેમચદભાઇની અવસ્થા બહુ વૃદ્ધ હોવાથી તેઓ બિમાર રહેવા લાગ્યા અને શરીર દિવસે દિવસે જીર્ણ થવા લાગ્યુ છેવટે તેમને પથારીનો આશ્રય લેવો પડયો. આમ છતા તેમણે જમીન બાબતના તમામ પ્રયત્નો ચાલુ રાખ્યા અને

જ્યારે એ જમીનનું ખત શ્રી ખરતરગચ્છ સંઘનાં નામે થયું ત્યારે જ તેમણે સંતોષ માન્યો.

શ્રી હેમચંદભાઇની ભાવના હતી, કે આ દાદાવાડી મારી હૈયાતિમાં જ તૈયાર થાય અને તેનો પ્રતિષ્ઠા-મહોત્સવ હું મારી નજરે જોઉં પણ મનુષ્યની બધી ભાવનાઓ પૂર્ણ ક્યાં થાય છે ? જમીન મળ્યા પછી ટુંક સમયમાં તેઓ સ્વર્ગવાસી થયા.'

અહીં શ્રી મોતીલાલભાઇની આંખો સજળ બની ગઇ. તેને વસ્ત્રના છેડાથી લૂછતાં તેમણે જણાવ્યું, કે 'પૂજ્ય ગુરૂદેવ ! ત્યાર પછી શ્રીસંઘના ભાઇઓના સાથ અને સહકારથી શ્રી હેમચંદભાઇના સુપુત્ર માણેકલાલભાઇ અને હું આ દાદાવાડી બનાવવાનાં કામમાં લાગી ગયા અને આપ પૂજ્યોના પ્રતાપે એ કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ થયું. બાદ આપશ્રીને વિનંતિ કરવા શ્રી રવજીભાઇને જયપુર મોકલ્યા અને આપશ્રીએ અમારી એ વિનંતિનો સ્વીકાર કરી ઉગ્ર વિહારપૂર્વક અહીં પધારવાની કૃપા કરી તેને અમે અમારું અહોભાગ્ય માનીએ છીએ.

સૂરીશ્વરજીએ પૂરી હકીકત સાંભળી લીધા પછી કહ્યું, કે 'મહાનુભાવો ! આ કાર્યમા કોઇ દૈવી સંકેત હોય એમ લાગે છે. જે દિવસે હેમચંદભાઇ સ્વર્ગવાસી થયા, તે જ રાત્રિએ પાછલી બે ઘડીના સમયમાં મારા લઘુ ગુરુભ્રાતા ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી કે જેઓ એ વખતે રતલામમાં ચાતુર્માસાર્થે બિરાજમાન હતા, તેમને સ્વપ્ન આવ્યું કે ભુજની શ્મશાનભૂમિની છત્રીમાં ઘંટાઓનો જોરદાર અવાજ થાય છે અને તે છત્રીની પશ્ચિમે આવેલો બગીચો સૂકાતો

જાય છે તે બગીચાની પૂર્વે એક ધર્મશાળા જેવુ મકાન છે, ત્યા શહેરના સેકડો માણસો સારા સારા વસ્ત્રાભૂષણો પહેરીને મોટી સખ્યામા આવી રહ્યા છે તેઓ છત્રી પર ચડે છે અને બહાર નીકળે છે તેમાથી હેમચદભાઇ શ્વેત વસ્ત્રો અને કસુબલ પાઘડી પહેરી બહાર નીકળ્યા અને સીધા ધર્મશાળાની પાછળ જવા લાગ્યા અહીં તેમનુ સ્વપ્ન પૂરૂ થયુ અને નિદ્રા ઉડી ગઇ

ભાગ્યશાળીઓ ! આ હકીકત મને તે જ દિવસે ઉપાધ્યાયજી મહારાજે પ્રતાપગઢ લખી જણાવી હતી. બીજા દિવસે ભુજથી શ્રી હેમચદભાઇનો સ્વર્ગવાસ થવાનો પત્ર મળતા મે સહેજે અનુમાન કર્યું, કે હેમચંદભાઇ પ્રાય કોઇ દેવગતિને પામ્યા હશે અને તેમના સાનિધ્યથી આવુ સ્વપ્ન આવ્યુ હશે ? કારણ કે ઉપાધ્યાયજી મહારાજે કયારે પણ આ બગીચો કે ધમશાળા જોયેલ નથી મે માણેકલાલભાઇને આશ્વાસનનો જે પત્ર લખ્યો તેમા આ સ્વપ્નની હકીકત જણાવી હતી અને તેમનો જવાબ આવ્યો હતો કે એ જ ધર્મશાળાની પાછળ નૂતન દાદાવાડી બનાવવામા આવેલ છે'

સ્વપ્નો અનેક પ્રકારના આવે છે, તેમા કેટલાક સ્વપ્નો ભાવી બનાવની આગાહી કરનારા હોય છે મહીદપુરના પ્રતિષ્ઠાપ્રસગે ઉપાધ્યાયજીને જે સ્વપ્ન આવ્યુ, તે સાચુ પડયુ હતું અને આ સ્વપ્ન પણ મહુને આગામી ઘટનાની પ્રતીતિ કરાવનારુ નીવડયુ હતુ

આચાર્યશ્રીની આજ્ઞાથી સ ૨૦૦૯ ના માહ સુદી ૧૧ નો પવિત્ર દિવસ પ્રતિષ્ઠા માટે નક્કી થયો. દેશ-પરદેશ આમત્રણ

પત્રિકાઓ મોકલવામાં આવી. પ્રતિષ્ઠાની ક્રિયા કરાવવા માટે શ્રીસંઘના આમંત્રણથી સુપ્રસિદ્ધ ક્રિયાકારક સુરતનિવાસી શેઠ શ્રી બાલુભાઇ ઉત્તમચંદ આવ્યા ગુરુમંદિરની બાજુમાં એક વિશાળ મંડપ તૈયાર કરવામાં આવ્યો. અને તેને કચ્છની મનોહર કળાનાં છાંટણાં છાંટયા. બધી ક્રિયાઓ શ્રી અરિહંત ભગવાનની સન્મુખ કરવા માટે એ મંડપમાં ત્રણ પ્રતિમાજી સ્થાપન કરવામાં આવ્યા.

મહા સુદી ૭ થી પાંચ દિવસનો મહોત્સવ શરૂ થયો. શુભ મુહૂર્તે કુંભસ્થાપનાદિ ક્રિયાઓ થઇ. જૂની દાદાવાડીમાંથી પ્રાચીન પાદુકાઓ વિધિપૂર્વક ઉત્થાપન કરી મંડપમાં સ્થાપવામાં આવ્યાં. રથયાત્રાનો વરઘોડો ઘણો ભવ્ય નીકળ્યો. જ્યાં શુભભાવના અને સંપત્તિ બંનેનો યોગ હોય ત્યાં ભવ્યતા કેમ ન આવે ? જૈન અને જૈનેતરો બંને આ વરઘોડાની શોભા જોઇને મુગ્ધ થયા.

એકે કહ્યું: ‘ આજના વરઘોડાની ભવ્યતા અનેરી છે ! ’

બીજાએ કહ્યું: ‘ મેં તો ઘણા વર્ષથી ભુજમાં આવો વરઘોડો જોયો નથી. ’

ત્રીજાએ કહ્યું: ‘ મહાજનનો ઉત્સાહ કેવો છે ? એ તો જુઓ. જાણે આકાશમાંથી સ્વર્ગ ઉતરી રહ્યું હોય એવો દેખાવ થઈ રહ્યો છે. ’

ચોથાએ કહ્યું: ‘ ભાવ વિના ભક્તિ થતી નથી. જ્યારે આવો ભાવ પ્રગટે ત્યારે જ માણસનું કલ્યાણ થાય. આ વાણીયાઓ પોતાના દેવ અને ગુરુ માટે અજબ ભક્તિ દર્શાવી રહ્યા છે. ’

પાચમાએ કહ્યુ ' પણ આ વરઘોડો નીકળ્યો છે શા માટે ?'

છઠ્ઠાએ કહ્યુ ' અહીં રહો છો કે બહારગામ ? :આટલા દિવસથી ઉત્સવ–મહોત્સવ ચાલે છે અને પૂછો છો કે વરઘોડો નીકળ્યો છે શા માટે ? આતો જૈનોના એ મહાન ઓલિયાની દાદાવાડીમા મૂર્તિ બેસાડવાની છે, તેનો વરઘોડો છે '

સાતમાએ કહ્યુ ' એમના ચમત્કારની મેં ઘણી વાતો સાભળી છે આજે વિદ્યા રહી હોય તો હજી જૈન સાધુઓમા રહી છે બાકી તો રામનુ નામ લ્યો !'

વરઘોડો શહેરમા ફરીને દાદાવાડીએ ઉતરતા નૂતનપ્રતિમાજી તથા પાદુકાઓ ક્રિયામડપમા પધરાવવામા આવ્યા અનુક્રમે ભગવાનની મૂર્તિઓ, ગુરુદેવની મૂર્તિ તથા ચરણપાદુકા પર અઢાર અભિષેકનો વિધિ થયો

સ. ૨૦૦૯ ના મહાસુદિ ૧૧ ના મગળ દિવસે શુભ ગ્રહોથી જોવાતા સ્થિર લગ્નમા આચાર્યપ્રવર શ્રી જિનરત્નસૂરિજીના વરદહસ્તે યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજીની ભવ્ય મૂર્તિ તથા મણિધારી શ્રી જિનચદ્રસૂરિજી તથા શ્રી જિન કુશલસૂરીજીની ચરણપાદુકાઓ વિધિપૂર્વક ગુરુમદિરમા સ્થાપવામા આવી અને સર્વત્ર જય જયકાર થયો

બપોરના અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામા આવ્યુ અને સાથે ગ્રહાદિકનો વિસર્જન વિધિ થતા આ મહોત્સવ પૂર્ણ થયો

આ મહોત્સવમા રોજ પૂજા, પ્રભાવના, આગી, ભાવના આદિ ધાર્મિક પ્રવૃત્તિ ચાલુ રહી હતી અને હજારો માણસો

તેનો લાભ લઈ કૃતાર્થ થયા હતા. બહારગામથી પણ ભાવિકો સારી સંખ્યામાં આવ્યા હતા. આવો મહોત્સવ અનેકના ઉત્સાહભર્યો સહકાર વિના ન જ ઉજવાય, પરંતુ તેમાં શા માણેકલાલ હેમચંદ અને મોતીલાલ ગોપાળજીનો પરિશ્રમ અથાગ હતો. તે માટે સહુએ તેમને વારંવાર અભિનંદન આપ્યા હતાં.

આ પ્રતિષ્ઠામહોત્સવ પ્રસંગે માંડવીથી લગભગ આખોયે ખરતરગચ્છનો સંઘ આવેલ હતો. તેણે મહોત્સવ સમાપ્ત થતાં ત્યાં જ એકત્ર થઈ આચાર્યશ્રીને સમસ્ત સાધુસમુદાય સાથે માંડવીમાં ચાતુર્માસ કરવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ જણાવ્યું કે હજી ચાતુર્માસને ઘણી વાર છે, માટે પછીથી નિર્ણય કરીશું, પણ માંડવીના ખાસ આગેવાનો શા વીકમશી રાઘવજી તથા શા મોહનલાલ પોપટભાઈ આદિનો અતિ આગ્રહ થતાં આચાર્યશ્રીએ એ વિનંતિનો સ્વીકાર કર્યો અને ત્યાં માડવીનાં ચાતુર્માસની જય બોલાઈ.

આ પ્રતિષ્ઠામહોત્સવના સંબંધમાં હજી અમારે એક ઘટનાની નોંધ લેવાની છે. પ્રતિષ્ઠામહોત્સવ પછી થોડા દિવસે સાંજના સમયે આશરે પાંચ વાગ્યાના સુમારે ૧૪-૧૫ વર્ષની ઉપરના કેટલાક છોકરાંઓ જૂની દાદાવાડી તરફ ફરવા ગયા હતા અને તે દાદાવાડી પાછળ આવેલ કુવાના ઓટલે બેસી આનંદ-વિનોદ કરતા હતા. એટલામાં દાદાવાડીની પાછળની ભીંત સાથે સંલગ્ન થયેલો એક માણસનો હાથ જોવામાં આવ્યો. બધા આશ્ચર્ય પામ્યા અને નજીકમાં ગયા તો એ હાથ પર નીચેના અક્ષરો લખાયેલા જોવામાં આવ્યા: ' તમે

અહીં આવ્યા તો ભલે, ભયનુ કારણુ નથી, પણુ હવેથી અહીં આવવાની આવશ્યકતા નથી.'

આ છોકરાઓ તત્ત જ ગામમાં પાછા ફર્યા અને તેમણે પોતાના વડીલોને બનેલી હકીકત કહી સંભળાવી આ ચમત્કારની વાત આખા ગામમા ફેલાતા દાદાસાહેબનો મહીમા ખૂબ વધ્યો અને મૂર્તિપૂજક ઉપરાત સ્થાનકવાસી ભાઇઓ પણ તેમના દર્શને આવવા લાગ્યા આ હકીકત તે સમયના વર્તમાનપત્રોમા પ્રકટ થયેલી છે.





૨૦

# અન્ય ધાર્મિક મહોત્સવો

ધાર્મિક ઉત્સવ–મહોત્સવોથી સાધુ–સાધ્વી શ્રાવક-શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘનું મિલન થાય છે, અનેક ઉપયોગી વસ્તુઓ જાણવાની મળે છે. શુભભાવની વૃદ્ધિ થાય છે અને તે અનેક આત્માઓને સમ્યકત્વની સ્પર્શના કે નિર્મળતાનું કારણ બને છે, તેથી મહાપુરુષો ધાર્મિક ઉત્સવ–મહોત્સવમાં રસ લે છે, તેને વેગ આપે છે અને તે સંપન્ન કરવા માટે વિહારાદિ અનેક પ્રકારના કષ્ટો સહન કરે છે. દાદાવાડીની પ્રતિષ્ઠા માટે આચાર્યાદિ મુનિવરોએ વિહારાદિ કેટલું કષ્ટ સહન કર્યું તેથી પાઠકો પૂરા પરિચિત છે.

આચાર્યશ્રી અને ઉપાધ્યાયશ્રીની જુગલ જોડીએ જીવનની ત્રણ પચીશીઓ પૂરી કરીને ચોથી પચીશીમાં પ્રવેશ કર્યો હતો, તેમનાં મસ્તક વગેરેનાં વાળ હિમગિરિનાં ધવલ શ્રૃંગોની યાદ આપી રહ્યા હતા અને શરીર વાયુથી પ્રતિહત થયેલી વેલડીનું કંપન અનુભવતા હતાં. છતાં તેમની ધર્મપ્રચારની ધગશમાં જરાએ ઓટ આવી ન હતી, જરાએ ઘટાડો થયો ન હતો. આગામી ઘટનાઓ આપણને આ વસ્તુની પ્રતીતિ કરાવશે.

ભુજથી વિહાર કરી તુંબડી, રામાણિયા, મોટી ખાખર, બીદડા, તલવાણા વગેરેને લાભ આપતા સૂરીશ્વરજી માંડવી પધાર્યા, ત્યારે તેઓશ્રીની સાથે આપણા ચરિત્રનાયક ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી, ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજી, ગણિવર્ય શ્રી પ્રેમમુનિજી, શ્રી મુક્તિમુનિજી, શ્રી સામ્યાનંદમુનિજી, શ્રી મેઘમુનિજી અને શ્રી હીરમુનિજી એ સાત મુનિવરો હતા દાદાવાડીએ દર્શન કરીને ભવ્ય સામૈયા સાથે તેઓશ્રીએ નગરપ્રવેશ કર્યો, ત્યારે એક કવિએ ઉત્પ્રેક્ષા કરતાં કહ્યુ હતું કે 'લોકોના હૃદયમાં સ્થાન જમાવી બેઠેલા ઓ આઠ કર્મો! તમે હવે નાસવાની તૈયારી કરો, અન્યથા અહીં આવી રહેલા આઠ પ્રતિમલ્લો દ્વારા તમે હણાઈ જશો. ઓ સૂર્ય! તેં હવે ઝડપથી નાસવા કેમ માડ્યુ ? શુ તને એમ લાગે છે કે આ મુનિમંડળના આત્મતેજ આગળ તારુ તેજ કોઈ વિસાતમા નથી ? ઓ માતરિશ્વા! તુ આટલો ચચળ કેમ બની ગયો ? તારે તો અહીં સ્થિર ચિત્તે મુનિવૃંદનો મહિમા ગાવો જોઈએ અને લોકોના સુપુપ્ત ભક્તિભાવને જાગૃત કરવો જોઈએ '

સં ૨૦૧૦ નુ ચાતુર્માસ અહીં કરવાનો નિર્ણય આગળથી થયેલો હતો, તે અનુસાર મુનિવરો ચાતુર્માસની આરાધના કરવા લાગ્યા અને ભક્તસમૂહને પણ ધર્મની આરાધનામા જોડવા લાગ્યા અહીં વ્યાખ્યાનની પાટ સભાળવાનુ કાર્ય ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજીને સોપાયું હતુ અને તે એમણે ઉત્તમ રીતે બજાવ્યુ હતુ. સુગંધથી આકર્ષાયેલો ભ્રમરસમૂહ જેમ પુષ્પ સ્તબકની આસપાસ એકઠો થાય છે અને મધુર ગુંજારવ કરવા લાગે છે, તેમ ગણિવર્યની ઉત્તમ દેશનાથી

આકર્ષાયેલો ભક્તસમૂહ ઉપાશ્રયમાં એકત્ર થતો હતો. અને તે વ્યાખ્યાતાની પ્રશંસા માટે પોતાની હૃદય વીણાના તાર બજાવતો હતો. જેમ મકરધ્વજની માત્રાનું વિધિસર સેવન કરતાં સર્વ અંગો પુષ્ટ થાય છે અને મુખ ઉપર નવી લાલી પ્રગટી નીકળે છે, તેમ ગુરુવર્યની વાણીનું વિધિપૂર્વક શ્રવણ કરતાં ધર્મનાં સર્વ અંગો પુષ્ટ થયાં હતાં અને આરાધના માટે અભિનવ ઉત્સાહ પ્રકટી નીકળ્યો હતો.

કલ્પસૂત્રની પોથી સંઘના આગેવાન પટેલ શ્રી વિક્રમશીભાઇને ત્યાં વાજતે ગાજતે લઈ જવામાં આવી હતી. અને બીજા દિવસે ભવ્ય વરઘોડો કાઢી તે પોથી આચાર્યશ્રીને વહોરાવવામાં આવી હતી. પ્રભુ શ્રી મહાવીરદેવનાં પારણાંનો વરઘોડો શેઠ શિવરાજ તલકશી તરફથી કાઢવામાં આવ્યો હતો અને સાધ્વી શ્રી રત્નશ્રીજીએ માસખમણની ઉગ્ર તપશ્ચર્યા કરી તેનાં ઉપલક્ષ્યમાં સંઘે ભવ્ય વરઘોડો કાઢી કૃતાર્થતા અનુભવી હતી.

આ ચોમાસામાં આપણા ચરિત્રનાયકે પૂજ્ય શ્રી મોહનલાલજી મહારાજના મુખ્ય શિષ્ય પ્રશાંત સ્વભાવી ઘોર તપસ્વી ખરતરગચ્છની વર્ત્તમાન સંવિગ્ન શાખાના પ્રથમ આચાર્ય શ્રી જિનયશઃસૂરિજી મહારાજ કે, જેઓ ભગવાન્ મહાવીરદેવના નિર્વાણથી પવિત્ર બનેલ પાવાપુરી તીર્થમાં ત્રેપન ઉપવાસની મહાન તપસ્યા કરીને સ્વર્ગવાસી થયા હતા, તેમનું જીવનચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ બનાવ્યું.×

---

× "सत्यार्थं चरितं गुरोर्जिनयशस्सूरीश्वरस्यामलं,
भक्ते रागवशेन लब्धिमुनिना बुद्ध्या च सन्दर्भितम् ।
विद्वच्छ्रीगणिनार्यबुद्धिमुनिना पूतेन संशोधितं,
संवच्छून्यशशाङ्कशून्यनयने (२०१०) वर्षे च पूर्णीकृतम् ॥५४९॥"

અહીં શ્રી ધર્મનાથ ભગવાનના જિનાલયનો ધ્વજદંડ જીર્ણ થયેલો હોઇ, તે નવો કરાવી સ્થાપિત કરવાની ભાવના થતા સૂરિશ્વરજીની આજ્ઞાથી તે અંગે કારતક સુદ ૧૦ ના રોજથી અષ્ટાહ્નિકા–મહોત્સવ શરૂ થયો કારતક વદિ ૧ ના દિવસે શ્રી ધર્મનાથજી ભગવાન આદિ પ્રતિમાના, દાદાસાહેબ શ્રી જિન-દત્તસૂરિજીની ચરણપાદુકા તથા દેવદેવી આદિને અઢાર અભિષેક કરવામા આવ્યા બીજા દિવસે એટલે કારતક વદિ ૨ ના દિવસે સારા મુહૂર્તે શુભ લગ્ને અતિ ઉલ્લાસપૂર્વક નૂતન ધ્વજદડની સ્થાપના કરવામા આવી બપોરે શાન્તિસ્નાત્ર તથા બીજે દિવસે સાધર્મિક વાત્સલ્ય આદિ કાર્યો ઘણી ધામધૂમથી થયા. આ મહોત્સવમા મુખ્ય આગેવાન શ્રી વિક્રમશી રાઘવજી શા મોહનલાલ પોપટભાઈ તથા શા હેમતલાલ શિવરાજ આદિનો પરિશ્રમ નોધપાત્ર હતો

ચાતુર્માસ પછી ગ્રામાનુગ્રામ વિહાર કરતા સૂરીશ્વરજી મોટા આમબિયા પધાર્યા ત્યા શ્રીસઘે વિનતિ કરી કે ' અમને આપ જેવા પુણ્યરાશિ મહાત્માના દર્શન અને સમાગમનો લાભ મળ્યો, તે અમારા અહોભાગ્ય માનીએ છીએ હવે આપશ્રીની પુણ્ય નિશ્રામા અમારા દહેરાસરજીનો શતાબ્દિ મહોત્સવ ઉજવવા ઇચ્છીએ છીએ, તો કૃપાળુ ! અમારી એ ભાવના પૂર્ણ કરો '

સૂરીશ્વરજીએ કહ્યુ 'મહાનુભાવો ! હાલતો અમે ભુજ-નિવાસી શેઠ હેમચદભાઇ હીરાચદ સઘવીની વિનતિને માન આપી ભુજ તરફ જઇ રહ્યા છીએ, ત્યા અમારે નૂતન દહેરાસરજીનુ ખાત મુહૂર્ત તથા શિલારોપણ વિધિ કરાવવાનો છે છતા

ધર્મવૃદ્ધિનાં કારણે તમારી વિનંતિનો સ્વીકાર કરીએ છીએ, તો તમે એ માટે શીઘ્ર તૈયારી કરો.'

શતાબ્દિ-મહોત્સવની તૈયારી થતાં સંઘે અષ્ટાહ્નિકા-મહોત્સવ શરૂ કર્યો. પૂજા, પ્રભાવના તથા ભાવનાએ તેમાં યોગ્ય સ્થાન લીધું, રથયાત્રાએ ભવ્યતા આણી અને સાધર્મિકવાત્સલ્યોએ આનંદની વૃદ્ધિ કરી. સૂરીશ્વરજીએ આ શતાબ્દિ મહોત્સવ અંગે જે પ્રવચન આપ્યું તે ઘણું મનનીય હતું અને જિનશાસન, જિનમંદિર તથા જિનમૂર્તિની અપૂર્વ લોકોત્તરતા દર્શાવનાર હતું. મોટા આસંબીયાએ ઉત્સવ-મહોત્સવ ઘણા જોયા હતા, પણ તેમાં આ મહોત્સવે અનેરી ભાત પાડી હતી.

આ અવસરે ચૂંડા (મારવાડ)ના આગેવાનોએ આવી ગણિવર્ય શ્રીબુદ્ધિમુનિજીને ચૂંડા મોકલવા વિનંતિ કરી હતી, અને સૂરીશ્વરજીએ તે માટે સંમતિ આપી હતી. આ સમાચાર માંડવી સંઘને મળતાં તે વંદનાર્થે આવ્યો હતો અને પૂજા, પ્રભાવના તથા સાકરની લ્હાણી કરી કૃતાર્થ થયો હતો.

સૂરીશ્વરજી મોટા આસંબિયાથી ભુજ પધારતાં ધર્મનિષ્ઠ શ્રેષ્ઠિવર્ય શ્રી હેમચંદભાઈ સંઘવી આદિ ભાવિકો ઘણો આનંદ પામ્યા. સં. ૨૦૧૧ ના વૈશાખ સુદિ ૧૨ ના શુભ દિવસે આચાર્યશ્રીની અધ્યક્ષતામાં દાદાવાડી-ગુરુમંદિરની બાજુમાં નૂતન જિનાલયનું ખાતમુહૂર્ત થયું અને વૈશાખ વદિ ૭ ના દિવસે શિલારોપણવિધિ સંપન્ન થતાં સકળ સંઘ અતિ હર્ષ પામ્યો. આ મહોત્સવ અંગે શેઠ શ્રી હેમચંદભાઈએ છૂટા હાથે લક્ષ્મીનો સદ્વ્યય કર્યો હતો.



પૂજ્ય આચાર્ય શ્રી જિનરત્નસૂરિજી મહારાજના વરદહસ્તે
નૂતન જિનાલયના ખાતમુહૂર્તનું દૃશ્ય

આ ઉત્સવ પછી આચાર્યશ્રી ગ્રામાનુગ્રામ વિહાર કરતા સસ્વાગત અજાર પધાર્યા હતા અને ત્યાના શ્રી સઘની વિનતિથી સ ૨૦૧૧ નું ચાતુર્માસ ત્યાજ સ્થિર રહ્યા હતા

અહીં એટલી નોધ કરાવી જોઈએ કે સ ૨૦૦૮ થી ૨૦૧૧ 'સુધીમા આપણા ચરિત્રનાયકે શ્રી જિનદત્તસૂરીજી, મણિધારી શ્રી જિનચંદ્રસુરિજી, શ્રી જિનકુશળસૂરિજી, અકબર પ્રતિબોધક શ્રી જિનચદ્રસૂરિજીના જીવનચરિત્રો બીકાનેરનિવાસી ઇતિહાસપ્રેમી શ્રી અગરચદજી નાહટાએ જે હિદીમા લખેલા તેને સસ્કૃત શ્લોકબદ્ધ કર્યાં આટલી વૃદ્ધ વયે પણ કેવી ઉત્કટ જ્ઞાનોપાસના?





૨૧

# સૂરીશ્વરજીનો સ્વર્ગવાસ

અંજારના ઉદ્યોતકારી ચાતુર્માસ પછી માંડવી સંઘના આગ્રહથી સૂરીશ્વરજી સાધુસમુદાય સાથે માંડવી પધાર્યાં. આ વખતે તેઓશ્રીની આંખનો મોતીયો પાકવા આવેલ હતો. એટલે નિષ્ણાત ડોકટરોને બોલાવી આંખ બતાવી. તેમણે મોતીયો પાકી ગયાનો અભિપ્રાય આપ્યો. પણ વિહારના પરિશ્રમનાં કારણે આંખ બહુ જ લાલ થઇ ગઇ હતી, તેથી થોડો સમય ઔષધોપચાર કર્યા પછી શસ્ત્રચિકિત્સા કરવાનું જણાવ્યું. તે અનુસાર ઔષધોપચાર થવા લાગ્યો.

એક દિવસ સંઘના અગ્રેસરો શ્રી વિક્રમશીભાઇ, શ્રી મોહનભાઇ, શ્રી હેમતભાઇ વગેરે સૂરીશ્વરજી પાસે બેઠા છે, અને શાસન-સંઘની વાતો ચાલે છે. તે વખતે સૂરીશ્વરજીએ જણાવ્યું, કે 'ભાગ્યશાળીઓ ! કચ્છના મુખ્ય ચાર શહેરો ભુજ અને અંજારમાં દાદાસાહેબની મૂર્તિઓ સ્થાપિત થયેલી છે, મુદ્રા નાનું શહેર હોવા છતાં ત્યા પણ મૂર્તિ સ્થાપવાનો નિર્ણય થયેલ છે. હવે તો માત્ર માંડવી શહેર જ બાકી રહ્યું

છે અહીં તો બધા સ્થાનો કરતા પ્રાચીન દાદાવાડી છે અને તેમા ગુરૂદેવની ચરણ પાદુકાઓ સ્થાપિત છે વળી અહીં તો સંઘ ઘણો શ્રદ્ધાવાન અને ભાવિક છે તેથી અહીંની વિશાળ અને રમણીય દાદાવાડીમા પ્રગ્ મ પ્રભાવક જગમ યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજી મહારાજની મૂર્તિની સ્થાપના થાય તો કેવુ સારૂ ?'

મહા પુરૂષોનો પડયો બોલ હમેશા ઝીલાય છે અને તે અનુસાર કાર્યસિદ્ધિ પણ થાય છે એવુ જ આ બાબતમા બન્યુ આગેવાનોએ વિનયપૂર્વક જણાવ્યુ, કે 'આપશ્રીએ સઘના હિતાર્થે જે શિક્ષા આપી છે, તે અમે શિરોધાર્ય કરીએ છીએ અને તેની પ્રતિષ્ઠા પણ આપશ્રીના વરદ હસ્તે જ કરાવીશુ ' પરતુ ભાવિના ગર્ભમા શુ છુપાયુ હતુ, તેની કોઇને ખબર ન હતી !

પોષ વદિ આઠમનો દિવસ હતો, ડોકટરે આંખ તપાસી સારૂ હોવાનો અભિપ્રાય આપ્યો હતો અને હવે ઇચ્છા હોય ત્યારે શસ્ત્રચિકિત્સા કરાવવાનુ જણાવ્યુ હતુ તે અગે ઉપાધ્યાયજી, ગણિવર્ય શ્રી પ્રેમમુનિજી તથા સઘના બીજા આગેવાનો સાથે ચર્ચા-વિચારણા ચાલી રહી હતી સૂરીશ્વરજી પાટ પર બિરાજમાન હતા અને બીજાઓ સામે બેઠા હતા. એવામા સૂરીશ્વરજી ઉઠવા જતા શરીર લથડયુ અને તેઓશ્રી ઉઠી શકયા નહિ તરત ડોકટરોને બોલાવવામા આવ્યા. તેમણે શરીર તપાસીને કહ્યુ કે પક્ષઘાતનો હુમલો થયો છે અને તરત જ ઉપચારો શરૂ કરવામા આવ્યા. સઘના આગે

વાનો પોતાનું બધું કામકાજ છોડીને ચોવીશે કલાક ઉપાશ્રયમાં જ રહેવા લાગ્યા.

શ્રાવક સમુદાયને ખબર પડતાં તેઓ દુઃખી દિલે ઉપાશ્રયમાં આવવા લાગ્યા અને તેઓશ્રીના દર્શન કરી જલ્દી સુખ-શાતા પ્રાપ્ત કરે એવી ઉત્કટ ભાવના ભાવવા લાગ્યા. ટપાલ, તાર અને ટેલીફોનના આ જમાનામાં સમાચારોને બહાર ગામ પહોંચતા શી વાર! જેમણે જેમણે આ સમાચાર સાંભળ્યા તે બધા ઉદ્વિગ્ન થયા અને જેમનાથી પહોંચાય તેવું હતુ, તેઓ માંડવી આવવા લાગ્યા. સૂરીશ્વરજીના સંસારી ભાઇ ગણુશીભાઇ ખાસ વિમાન મારફત માંડવી આવી પહોંચ્યા. દૂરના શહેરોમાંથી ટપાલ અને તારની એક સરખી ધારા વહેવા લાગી.

અમાવાસ્યાને દિવસે વ્યાધિમાં વધારો થતો લાગ્યો, તે વખતે જીવનભરના સાથી ઉપાધ્યાયજી મહારાજ, ગણિવર્ય શ્રી પ્રેમમુનિજી આદિ શિષ્ય પરિવાર તેઓની સુશ્રૂષામાં હતો, એ વખતે સૂરીશ્વરજીએ સ્વમુખે ફરમાવ્યું કે—'હવે વૈદકીય ઉપચારો બંધ કરો, ઔદારિક શરીરની અવધિ પૂરી થઇ છે' અને તેઓ નમસ્કાર મહામંત્રનો જાપ કરવા લાગ્યા. પ્રાણીઓનું અંતકાળનું સાચું શરણુ એ જ છે. શાસ્ત્રકારો ટંકશાળી વચનોમાં કહે છે, કે–'અંતસમયે સ્મરાતો નમસ્કાર સંસારનો ઉચ્છેદ કરવાને સમર્થ થાય છે.*

---

* एसो हि नमुक्कारो, कीरइ नियमेण मरणकालम्मि ।
जं जिणवरेहिं दिट्ठो, संसारुच्छेयणसमत्थो ॥ १०३ ॥

શ્રી વૃદ્ધ નમસ્કાર સ્તોત્રમ્

સૂરીશ્વરજીએ અનિત્યાદિ બાર તથા સાધુની શ્રુતાદિ પાચ ભાવનાઓ ભાવી, તમામ જીવોને ખમાવ્યા, પોતાના પૂર્વ-પાપોની આત્મસાક્ષીએ નિદા કરી, પુણ્ય કાર્યોનુ અનુમોદન કર્યું, ચાર શરણાનું વારવાર ધ્યાન ધર્યું અને પોતાના શિષ્યસમુદાય તથા સકલ સઘની હાજરીમા પોતાનુ મસ્તક આપણા ચરિત્રનાયક ઉપાધ્યાયજી મહારાજના ખોળામા રાખી સં. ૨૦૧૧ ના મહા સુદિ ૧ ની રાત્રિએ આઠ વાગે નશ્વર દેહને છોડી ગયા

આવા સમયે ભક્ત સમુદાયને ભાવાવેશ થાય એમા આશ્ચર્ય શું ? તેઓ સૂરીશ્વરજીના મહાન ઉપકારો, પ્રાણપ્રેરક પ્રવચનો, મહાન તપશ્ચર્યાઓ તથા અનેકવિધ ગુણોને યાદ કરી કરીને પોતાની આખો અશ્રુભીની કરતા હતા

માડવી માથે શોકની ઘેરી છાયા ઢળી ગઈ અને તાર-ટેલીફોનથી આ સમાચાર ગામેગામના સઘને પહોચતા તેમણે એક સખ્ત આચકો અનુભવ્યો. શાસનનો એક ચમકતો સિતારો ખરી પડે એથી વધારે આઘાતજનક બીજુ શુ હોઇ શકે ?'

આપણા ચરિત્રનાયકે શિષ્યો સહિત મહાપારિષ્ઠાવણિયાનો કાઉસ્સગ્ગ આદિ ક્રિયા કરી પરમોપકારી ગુરુદેવના શરીરને વોસિરાવ્યુ શ્રાવકોએ એ દેહને સુગધી દ્રવ્યોવાળા જળથી સ્નાન કરાવી ચદનાદિનું વિલેપન કરી, વસ્ત્રાદિ પહેરાવી પાલખીમા બિરાજમાન કરી ધૂપ-દીપ આદિ શરૂ કર્યા સૂરીશ્વરજીનાં અતિમ દર્શન માટે ભાવિકોની ભીડ મચી ભુજ, મુદ્રા,

અંજાર, લાયજા, મેરાઉ વગેરે સ્થળેથી પણ ભક્ત વર્ગ અંતિમ દર્શનાર્થે મોટી સંખ્યામાં આવી પહોંચ્યો.

શ્રી સંઘે શિખરબંધ જિનાલયના આકારની, ફરતી નાની-મ્હોટી પચીસ દહેરીઓથી સુશોભિત ત્રણ દરવાજાવાળી કીનખાબની મોટી પાલખી બનાવી અને તેમાં પુણ્યરાશિ મહાત્માનાં શરીરને પધરાવ્યું. બીજા દિવસે સવારના અગિયાર વાગ્યે અતિ ભવ્ય સ્મશાન યાત્રા નીકળી. તેમાં વાજિંત્રો વાગતા હતા. સ્તવનો લલકારાતા હતા અને 'જય જય નંદા! જય જય ભદ્દા' ના ઉચ્ચારો થતા હતા. આ સ્મશાનયાત્રા શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ પર ફરી હતી, ત્યાં નાના-મોટા દરેક જણ અંતિમ દર્શન માટે ઉમટી પડયા હતા. અને તેમણે સૂરીશ્વરજીના દેહ પર અક્ષત, પુષ્પ વગેરેની વૃષ્ટિ કરી હતી.

સ્મશાન ભૂમિએ પહોંચ્યા પછી તેની શુદ્ધિ કરવામાં આવી હતી અને ત્યાં ચંદનાદિ ઉત્તમ કાષ્ઠની ચિતા રચીને તેના પર સૂરીશ્વરજીના દેહને પધરાવવામાં આવ્યો હતો. શેઠ કરશનદાસ મૂલચંદના સુપુત્ર શ્રી જયંતિલાલભાઈએ રૂા. ૫૨૫) આપી એ પવિત્ર દેહને અગ્નિસંસ્કાર કર્યો હતો. અને ગુરૂદેવના સંસારી ભાઈ ગણશીભાઈ ભીમસીએ જરિયાન પાલખીની ધ્વજા રૂા. ૧૨૫ માં લઈ શ્રીસંઘને અર્પણ કરી હતી. શ્રી ખરતરગચ્છ સંઘે સૂરીશ્વરજીની યાદ કાયમ રાખવા તેમનું એક ભવ્ય સ્મારક રચવાનો ત્યાં જ નિર્ણય કર્યો હતો.

સ્મશાન ભૂમિથી નાહી-ધોઈને પવિત્ર થયા બાદ બધા આપણા ચરિત્રનાયક પાસે ઉપાશ્રયે આવ્યા હતા, અને ત્યાં

માંગલિક સાંભળી તથા આવશ્યકાદિ ક્રિયા કરી પોત-પોતાના સ્થાને ગયા હતા. તે દિવસે સમસ્ત જૈન સમાજે પોતાના કામધંધા બંધ રાખી સૂરીશ્વરજી પ્રત્યેનો પોતાનો સદ્‌ભાવ વ્યક્ત કર્યો હતો. મુંબઈ, મદ્રાસ, કલીકટ, કોચીન આદિ સ્થળે વસતા બહારગામના ભાઈઓએ તથા માળવા, મેવાડ, મારવાડ આદિ પ્રદેશના અનેક સંઘોએ આપણા ચરિત્રનાયક તથા માંડવીના સંઘ પર આશ્વાસનના સંદેશાઓ પાઠવ્યા હતા.

કુદરતને શું સૂઝયું ? તે અમે જાણતા નથી, પણ તેણે છેલ્લા ચોપન વર્ષથી એક સાથે સંયમસાધના કરી રહેલી મહા ચારિત્રવાન આદર્શ ગુરુભ્રાતાની જોડી ખંડિત કરી હતી અને હવે શાસનનો સર્વ ભાર ઉપાધ્યાયજી એકલાને માથે આવ્યો હતો.

ધીર પુરુષો ગમે તેવી વિપત્તિ સમભાવે સહન કરી લેનાર હોય છે, એ વસ્તુનો અહીં ઉપાધ્યાયજી મહારાજે સહુને પરિચય કરાવ્યો અને તેઓ ધર્મધ્યાનમાં પ્રવૃત્ત થયા.

માહ સુદિ ૫ ને રોજ તેઓશ્રીએ વર્ષો પૂર્વે આરંભેલું શ્રીજિનરત્નસૂરિજીનું સંસ્કૃત શ્લોકબદ્ધ જીવનચરિત્ર પૂર્ણ કર્યું.*

સૂરીશ્વરજીના સ્વર્ગવાસ પછી બરાબર એક મહિને શ્રીસંઘ તરફથી એક ધાન્યના ૧૦૮ આયંબિલ કરાવવામાં આવ્યા અને ભવ્ય અષ્ટાહ્નિકા-મહોત્સવ યોજી રથયાત્રાનો સુંદર વરઘોડો કાઢવામાં આવ્યો. છેલ્લા દિવસે આચાર્યશ્રીના આત્માની શાંતિનિમિત્તે શાંતિસ્નાત્ર આદિ કરવામાં આવ્યાં અને સાધર્મિકવાત્સલ્ય યોજી મહોત્સવને પૂર્ણ કરવામાં આવ્યો.

---

* " समाप्तमिदमत्रेन्दु-चन्द्रखनेत्र ( २०११ ) वत्सरे ।
माघवयमन्तपञ्चम्या, माण्डवीयन्द्रे वरे ॥ २३९ ॥"



૨૨

## પ્રજ્ઞાનો પ્રકાશ

અષ્ટાહ્નિકા-મહોત્સવ પછી થોડા જ વખતે લાયજા સંઘની વિનંતિથી ઉપાધ્યાયજી લાયેજા પધાર્યા અને ત્યાં ચૈત્રી ઓળીની આરાધના કરાવી. ત્યાંથી નવાવાસ પધારી દહેરાસરજીના અભિષેકની ક્રિયાને સાંનિધ્ય આપ્યું અને કોડાયમાં એક ખંડિત થયેલા પ્રતિમાજીનો વિસર્જન વિધિ સુરતવાળા પ્રસિદ્ધ ક્રિયાકારક બાલુભાઇના હાથે કરાવી રાયણ પધાર્યા. ત્યાં અક્ષયતૃતીયાના દિવસે મેગબાઈ શ્રાવિકાએ અતિ ભાવપૂર્વક ગુરુભક્તિ કરી મહોત્સવપૂર્વક વરસીતપનું પારણું કર્યું. ત્યાંથી તલવાણા થઈ મોટા આસંબિયા પધારતાં શ્રીસંઘને અતિશય આનંદ થયો.

અહીંના દહેરાસરજીમાંથી થોડા દિવસ પહેલાં એક પ્રતિમાજી ગુમ થયા હતા. તે અંગે શ્રીસંઘે ઘણી તપાસ કરી-કરાવી હતી, પણ તેનો પત્તો લાગ્યો ન હતો. હવે ઉપાધ્યાયજી જેવા એક જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ મહાત્મા પોતાને ત્યાં પધારતાં તેણે આ વાત તેમની સમક્ષ મૂકી. ઉપાધ્યાયજીએ થોડો વખત ધ્યાનમગ્ન થઈને કહ્યું કે 'મહાનુભાવો! મેં તમારી બધી વાત બરાબર સાંભળી છે અને આ બાબતનું તમને કેટલું

દુખ થશુ છે, તે હુ બરાબર સમજી શક્યો છું પણ મને લાગે છે કે આજે જ તમને એ પ્રતિમાજી મળી જવા જોઈએ '

હજી આ વાત ચાલેજ છે, ત્યા એક મુસલમાન પ્રતિમાજી લઈને આવ્યો અને તેણે કહ્યુ કે ' બાપજી ! આજ સવારે મારા ઘરના એક ખૂણામા આ પ્રતિમા પડેલી જોઈને હુ નવાઈ પામ્યો અને તે આપની પાસે લાવ્યો છુ. '

વિચાર કરો કે આ બનાવની અસર સંઘના આગેવાનો તથા ગામલોકો ઉપર શુ પડી હશે ? અહીં અમને એટલુ જણાવવા દો કે થોડા ચિતન માત્રથી મહાપુરુષોના મન પર આગામી ઘટનાઓના હૂબહુ ચિત્ર ઉઠે છે અને તે નિરતર ધર્મધ્યાનને આભારી છે

આ પ્રસગનિમિત્તે શ્રીસઘે શાતિક પૂજા આદિ આવશ્યક ક્રિયા કરાવી, શુભ મુહૂર્તે વિધિપૂર્વક પ્રતિમાજીની પુન સ્થાપના કરી અને તે નિમિત્તે ૧૦૮ આયબિલની તપશ્ચર્યા તથા આગી, પૂજા, પ્રભાવના વગેરે સત્કાર્યો કર્યા

આ સમયે ખરતરગચ્છ સઘના અગ્રેસર પટેલ શ્રી વીકમશી-ભાઈ રાઘવજી દીક્ષા પ્રસગે મુબઇ જતા મુબઇના સ્ટેશને સ્વર્ગવાસ પામ્યાના સમાચાર માડવીસઘ તરફથી ઉપાધ્યાયજીને મળ્યા સઘનો એક અગ્રણી કાર્યકર્તા ચાલ્યો જતા દુખ–શોક–વિષાદ થાય એ સ્વાભાવિક છે, આમ છતા તેમણે જ્ઞાનરૂપી વાગ્નિથી શોકાગ્નિનુ શમન કરી માડવી–સઘ ઉપર એક સુદર આશ્વાસનપત્ર લખ્યો અને હવે તેમની ગેરહાજરીમાં વિશેષ ઉત્સાહિત થઈને ધાર્મિક કાર્યોમા આગળ વધવાનો અનુરોધ પણ કર્યો

સં. ૨૦૧૨ નું ચાતુર્માસ માંડવીસંઘના આગ્રહથી માંડવીમાં થયું. આ ચાતુર્માસમાં ગણિવર્ય શ્રી પ્રેમમુનિજી દરરોજ વ્યાખ્યાન વાંચતા હતા અને ભાવિકવર્ગ તેનો સારો લાભ લેતો હતો.

અષાડ સુદિ ૧૧ ના દિવસે દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિશ્વરજીની સ્વર્ગારોહણતિથિ આવતાં આપણા ચરિત્રનાયક ઉપાધ્યાયજી મહારાજ પાટ પર બિરાજ્યા અને તેમણે પોતાની અમૃતવાણીમાં દાદાસાહેબના જીવન પર પ્રકાશ પાડતાં સકળસંઘ ઘણો જ ખુશ થઇ ગયો. જ્યારે એ વ્યાખ્યાન સભા વિખરાઇ ત્યારે શ્રી વીકમશીભાઈના સાથી અને ખરતરગચ્છ સંઘના યુવાન તથા ઉત્સાહી કાર્યકર શા મોહનલાલ પોપટલાલને ઉદાસચિત્તે બેઠેલા જોઇને ઉપાધ્યાયજી મહારાજે કહ્યું: ' મહાનુભાવ ! આજે પૂજ્ય ગુરુદેવનો પવિત્ર જયંતીનો દિવસ છે, છતાં તમે ઉદાસ કેમ ? '

શ્રી મોહનભાઇએ કહ્યું: ' પૂજ્ય ગુરુદેવ ! આપ જાણો છો કે આચાર્યશ્રીની અંતિમ ઈચ્છા માંડવીની દાદાવાડીમાં દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજીની મૂર્તિ સ્થાપિત થાય એ હતી. એ ઇચ્છા પૂર્ણ કરવા સઘના પીઢ આગેવાન શ્રી વીકમશીભાઇએ હામ ભીડી હતી, પણ એ ચાલ્યા જતાં સઘળી જવાબદારી અમારા સંઘના યુવાનો પર આવી પડી છે એ અમે શી રીતે પૂર્ણ કરી શકીશું ? એના વિચારે મન ઉદાસ છે.' આ વાક્ય પૂરું કરતાં તેમની આંખો અશ્રુભીની બની ગઇ.

ઉપાધ્યાયજીમાં ઉત્સાહ રેડવાની કળા અપૂર્વ હતી. તેમણે મધુર વાણીમાં કહ્યું: ' તમારા જેવા ઉત્સાહી કાર્યકરને આમ

ઉદાસ થવુ ન ઘટે તમે પ્રયત્ન કરો અને જરૂર દાદાસાહેબની સહાયથી તમે એ કાર્યમા ફતેહમદ નીવડશો ’

શ્રી મોહનભાઇએ કહ્યુ ‘ ગુરુદેવ ! આપ જાણો છો કે અમારો સઘ પ્રમાણમા બહુ નાનો છે તે આવા મહાન કાર્યને શી રીતે પૂર્ણ કરી શકે ? આમાં તો મોટી રકમની જરૂર પડે ’

ઉપાધ્યાયજી મહારાજે કહ્યું: ‘ જો કાર્ય કરવાની પ્રબળ ઇચ્છા હોય તો તેના અનેક રસ્તાઓ નીકળે છે તમે નિરાશ ન થાઓ આ બાબતમા બધા સારા વાના થઈ રહેશે ’

ત્યારબાદ પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજની સૂચનાથી મુબઈમા બિરાજતા ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજી તથા શ્રી ગુલાબમુનિજીને તેમજ પાયધુની મહાવીરસ્વામીના દહેરાસરજીના ટ્રસ્ટીઓને ખાસ પત્ર લખવામા આવ્યા ત્યા પર્યુષણના દિવસોમા ભાદરવા સુદિ ૨ ને દિવસે વ્યાખ્યાન વચ્ચે જ થાણા તીર્થોદ્ધારક આચાર્ય શ્રી જિનઋદ્ધિસૂરિજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન શાતમૂર્તિ શ્રી ગુલાબમુનિજી મહારાજે માડવી ખરતરગચ્છ સઘના પત્ર અને નવા ગુરુમદિર અગે સુદર શૈલીમા વિવેચન કર્યું તેની શ્રોતાઓ ઉપર અદ્દભુત અસર થઈ અને ત્યા જ ફડની શરૂઆત થતા રૂા ૧૧૦૦૦) ની રકમ લખાઇ ગઇ. તેમા શ્રી મહાવીરસ્વામીના દહેરાસરજીના ટ્રસ્ટીઓએ રૂા ૫૧૧૧) લખાવી શુભ શરૂઆત કરી હતી પછીથી આ ટીપ ક્રમે ક્રમે આગળ વધી હતી અને લક્ષ્યબિદુ સુધી પહોચી ગઇ હતી

ચાતુર્માસ પૂર્ણ થતા માડવી સઘે ઉપાધ્યાયજીને માડવીમા સ્થિરવાસ કરવાની વિનતિ કરી, કારણ કે હવે તેઓ અતિ

વૃદ્ધ થયા હતા અને વિહાર મહામુશ્કેલીએ થઈ શકતો હતો. ઉત્તરમાં ઉપાધ્યાયજીએ કહ્યું કે ' મહાનુભાવો ! જ્યાં સુધી આ ક્ષણભંગુર દેહ કામ આપતો હોય ત્યાં સુધી તેના વડે વિહાર કરી લોકોને ધર્મોપદેશ આપવો એ અમારું કર્તવ્ય છે. જ્યારે એ કામ નહિ આપે ત્યારે અમારે માટે માંડવી તો છે જ.'

આ વખતે શ્રી મોહનભાઈએ કહ્યું: ' ગુરુદેવ ! હવે આપનાથી વિહાર થઈ શકે એવી શારીરિક પરિસ્થિતિ નથી. માટે અમારી વિનંતિનો સ્વીકાર કરો.'

ઉપાધ્યાયજી મહારાજે સંઘનો અતિ આગ્રહ જોઈને જણાવ્યું કે ' જો તમારી આવી જ ભાવના હોય તો હું તેને નકારી શકતો નથી, પણ કચ્છમાં કોઈ સ્થળે ધર્મોદ્યોતનાં કાર્યો થવાનાં હશે અને તેમના તરફથી વિનંતિ થશે, તો હું એ વખતના સંયોગો પ્રમાણે વર્તીશ.'

વૈશાખ માસમાં મેરાઉ સંઘને ચરિત્રનાયકનાં સાંનિધ્યમાં અઠ્ઠાઈ-મહોત્સવ કરવાનો વિચાર થતાં અને તે બાબતનું આગ્રહભર્યું આમંત્રણ મળતાં ઉપાધ્યાયજી મેરાઉ પધાર્યા અને ત્યાં તેઓશ્રીએ પ્રસંગોપાત પોતાની પ્રજ્ઞાનો પવિત્ર પ્રકાશ પાથર્યો. અહીં મોટા આસંબિયા સંઘના આગેવાનોએ ચાતુર્માસ માટે ભાવભરી વિનતિ કરી, ઉપાધ્યાયજીને તેમાં ધર્મવૃદ્ધિનું કારણ જણાયું અને તેમણે સં. ૨૦૧૩ નું ચાતુર્માસ ઘણી ધામધૂમપૂર્વક મોટા આસંબિયામાં કર્યું.



२३



## ધાર્મિક પ્રવૃત્તિઓની અસ્ખલિત ધારા

ચાતુર્માસ પછી દીક્ષાનો પ્રસંગ ઉપસ્થિત થતા ઉપાધ્યાયજી ગ્રામાનુગ્રામ વિહાર કરતા ભીંસરા પધાર્યા ત્યા સાધ્વીશ્રી લક્ષ્મીશ્રીજીની સંસારીપણાની બહેનની ભાવના દીક્ષા લેવાની થતા આપણા ચરિત્રનાયકે માગસર સુદિ ૨ ને દિવસે તેમને દીક્ષા આપી શ્રી કુશળશ્રીજી નામ રાખ્યુ અને તેમને શ્રી લક્ષ્મીશ્રીજીના શિષ્યા કર્યા આ પ્રસંગે ભીંસરામા ધાર્મિક-ઉત્સવ ઘણો સુંદર થયો હતો ઉપાધ્યાયજી મહારાજે આ નૂતન દીક્ષિતા સાધ્વીને વડી દીક્ષા પણ ભીંસરામા જ આપી. અને ત્યારબાદ તેઓશ્રી માડવી પધાર્યા.

ગણિવર્યશ્રી બુદ્ધિમુનિજી તથા શ્રી ગુલાબમુનિજી પણ સૌરાષ્ટ્ર-વીરનગરમા ચાતુર્માસ કરી પોષ સુદિ ૨ ના દિવસે આપણા ચરિત્રનાયકની પાસે પધાર્યા અને તેમને વંદનાદિ કરી કૃતાર્થ થયા

ત્યાર પછી પ્રશાતસ્વભાવી મુનિવર શ્રીમાન્ ગુલાબમુનિજીની ખાસ પ્રેરણાથી આચાર્યશ્રી જિનયશઃસૂરિજી મહારાજના

પટ્ટધર થાણા તીર્થોદ્ધારક શ્રી જિનઋદ્ધિસૂરિજી મ૦ નું જીવન-ચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ બનાવવાનું કાર્ય આપણા ચરિત્રનાયકે શરૂ કર્યું.

આમ મુનિરાજો મોટી સંખ્યામાં એકત્ર થતાં માંડવી સંઘની ભાવના નવા ગુરૂમંદિરનું કામ શરૂ કરવાની થઇ અને આપણા ચરિત્રનાયકની સાંન્નિધ્યમાં સં. ૨૦૧૩ના પોષ વદિ ૭ ના દિવસે સંઘના અગ્રેસર શા ઝુમખલાલ મલુકચંદના હાથે ખાતમુહૂર્ત કરાવ્યું અને શિલારોપણ વિધિ મહા સુદ ૨ ના દિવસે મુંબઇથી આ કાર્ય માટે ખાસ પધારેલ શેઠ ખુશાલભાઇ ખેંગારના હાથે કરાવવામાં આવ્યો.

ગુરુમંદિરનું કામ આગળ વધવા લાગ્યું, એ જોઇને આપણા ચરિત્રનાયકને આનંદ થયો. તેઓ એ અંગે જરુરી સૂચનો આપવા લાગ્યા. એવામાં મોટી ખાખરના આગેવાનોએ આવી વિનંતી કરી કે 'અમારે દહેરાસરજીના ધ્વજદંડની સ્થાપના કરાવવી છે, તો આપ કૃપા કરીને મોટી ખાખર પધારો.

એક તો જન્મભૂમિ અને બીજું ધ્વજદંડ જેવું ધાર્મિક કાર્ય, એટલે ઉપાધ્યાયજી જેવા ભાવનાશાળી સંત તેનો ઇનકાર કેમ કરી શકે? તેઓ જીર્ણ શરીરે ધીમે ધીમે વિહાર કરતાં મોટી ખાખર પહોંચ્યા અને ત્યાં ભવ્ય અઠ્ઠાઈ-મહોત્સવ પૂર્વક ધ્વજદંડનો સ્થાપના વિધિ કરાવ્યો. જ્યાં પ્રશસ્ત ચારિત્ર-વંત પ્રજ્ઞાનિધાન પુણ્ય પુરુષનાં પગલાં થાય ત્યાં આનંદ-મંગલ અવશ્ય પાછળ દોડે છે, એટલે અમે અહીં તેનો વિશિષ્ટ નિર્દેશ કરતા નથી.

ત્યા ભુજ સઘની ખાસ વિનતિ થતા તેઓશ્રી શિષ્ય-સમુદાય સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતા અને લોકોને વીર-વાણીનો મર્મ સમજાવતા ભુજ પહોચ્યા અને સ ૨૦૧૪નુ ચાતુર્માસ ભુજમા કર્યું. અહીંની દાદાવાડીમા શેઠ ખુશાલભાઈ ખેગાર તરફથી શ્રી ઘટાકર્ણ મહાવીરની દહેરી બધાવવાની હોવાથી શ્રાવણ સુદિ ૭ ના દિવસે આપણા ચરિત્રનાયકની નિશ્રામા સુરતવાળા શેઠ બાલુભાઈએ ખાસ વિધિવિધાન કરાવ્યા અને શેઠ ખુશાલભાઈએ ખૂબ ધામધૂમપૂર્વક શિલારોપણ કર્યું. આ વખતે ભુજના જૈન-જૈનતરો ઉપરાત બહારગામના માણસો પણ સારા પ્રમાણમા આવ્યા હતા

આ ચાતુર્માસ દરમિયાન માડવી 'દાદાવાડીમા નૂતન-ગુરુ મંદિરનુ બાધકામ પૂરુ થવાના તથા તેની પ્રતિષ્ઠાનુ શુભ મુહૂર્ત ક્યારે આવે છે ? એ પૂછાવતા શ્રી સઘના પત્રો મળ્યા. શ્રી ઉપાધ્યાયજી મહારાજ કાવ્ય, કોષ, અલકાર વગેરેની માફક જ્યોતિષ વિદ્યામા પણ નિપુણ હતા તેમણે સારું મુહૂર્ત જોઈને જણાવ્યુ, કે–સ ૨૦૧૪ના માગશર સુદિ ૬ નો દિવસ તે માટે ઉત્તમ છે '

આ પત્ર મળતા જ માડવીના આગેવાનો ભુજ આવ્યા, અને કહેવા લાગ્યા, કે 'આ કામ તો મહાભારત છે અને આપશ્રીએ જે મુહૂર્ત આપ્યુ તેની આડે ગણતરીના દિવસો બાકી રહ્યા છે, માટે થોડે દૂરનુ બીજુ કોઈ શુભ મુહૂર્ત નક્કી કરી આપો '

ઉપાધ્યાયજી મહારાજે કહ્યુ, 'મહાનુભાવો! આવુ સારું મુહૂર્ત નજીકમા તો શુ પણ આખા વર્ષ દરમિયાન આવતુ

નથી. માટે હિંમતથી કામ લો અને આ મુહુર્ત જ સાચવી લો. દાદાસાહેબના પ્રતાપે બધાં સારાં વાના થશે.' જ્યાં સામાન્ય મનુષ્યની નજર ન પહોંચે ત્યાં પ્રજ્ઞાવંત પુરુષને બધું હસ્તામલકવત્ દેખાય છે; તેથી જ તેમનાં વચનોને અનુસરવામાં આપણું કલ્યાણ છે.

ચાતુર્માસ બાદ વિહાર કરી ઉપાધ્યાયજી મહારાજ, ગણિ-વર્યશ્રી બુદ્ધિમુનિજી, શ્રી ગુલાબમુનિજી આદિ ઠાણા ૬ માંડવી દાદાવાડીમાં પધાર્યા. કે જેનું નામ ગત વિજયા દશમીથી શ્રી જિનદત્ત નગર રાખવામાં આવ્યું હતું. ત્રણ દિવસ ત્યાં રોકાતાં મુદ્રાથી ગણિવર્યશ્રી પ્રેમમુનિજી પણ પધાર્યા અને બધાએ સાથે કારતક સુદિ ૭ ના રોજ ભવ્ય સામૈયાપૂર્વક નગર પ્રવેશ કર્યો.

દાદાવાડીમાં ત્રણ પ્રવેશ દ્વારવાળો ભવ્ય મંડપ બાંધવામાં આવ્યો અને તેને સર્વ પ્રકારની આધુનિક સજાવટથી અતિ રમણીય બનાવવામાં આવ્યો. આ પ્રતિષ્ઠાની ક્રિયા કરાવવા માટે અંચલગચ્છાધિપતિ શ્રી જિનેન્દ્રસૂરીશ્વરજીના વિદ્વાન-શિષ્યરત્ન શ્રી ક્ષમાનંદજી મહારાજને બોલાવવામાં આવ્યા, તથા પૂજા ભાવના વગેરેમાં રંગત લાવવા માટે ભારતના પ્રસિદ્ધ ગવૈયા દીનાનાથને આમંત્રણ આપવામાં આવ્યું.

કારતક વદિ ૧૧ થી મહોત્સવની શરૂઆત થવાની હતી, એટલે તેના આગલા દિવસે ઉપાધ્યાયજી મહારાજ આદિ મુનિવરો, અંચલગચ્છાધિપતિ શ્રી નેમસાગરસૂરિજી તથા શ્રી રત્નશ્રીજી, શ્રી લક્ષ્મીશ્રી, આદિ સાધ્વીઓ જિનદત્ત નગ-

રમા પધાર્યો આ વખતે ભાવિકોનો ઉત્સાહ પૂર્ણિમાના દિને સાગરમા આવતી ભરતીની સ્પર્ધા કરી રહ્યો હતો નજીક તથા દૂરના ગામોમાથી તેમની વિશાળ સખ્યા અહીં આવવા લાગી અને તે મહોત્સવના બધા દિવસોમા ચાલુ રહી હતી

સ ૨૦૧૪ ના માગસર સુદિ ૬ બુધવારે સવારના ૨ટા ટા ૯–૫૫ સમયે ધનુ લગ્નમા, શુભ ષડ્વર્ગમા, પચબલ–યુક્ત, કન્યા નવમાશમા, રવિયોગ, કુમારયોગ, ગુરૂની હોરામા યુગપ્રધાન શ્રી જિનદત્તસૂરીશ્વરજી, મણિધારી શ્રી જિનચદ્ર સૂરીશ્વરજી અને શ્રી જિનકુશલસૂરીશ્વરજીની મૂર્તિઓ તથા ખરતરગચ્છ શિરોમણિ શ્રી મોહનલાલજી મહારાજ, શ્રી જિનયશ સૂરિજી મહારાજ, શ્રી રાજમુનિજી મહારાજ તથા શ્રી જિનરત્નસૂરિજી મહારાજની ચરણપાદુકાઓ, તેમજ નૂતન–ગુરુમંદિરના ધ્વજદડો, કળશો આદિની પ્રતિષ્ઠા આપણા ચરિત્ર નાયક આદિની નિશ્રામા કરાવવામા આવી. આ જ વખતે શ્રી પાર્શ્વનાથજીના દહેરાસરજીનો ધ્વજદડ તથા ગુરુમદિરમા અગાઉના સ્થાપિત કરેલ શ્રી પાર્શ્વનાથજીની પાદુકા જે આપણા ચરિત્રનાયકના ઉપદેશથી ઉત્થાપન કરવામા આવ્યા હતા, તેની પાર્શ્વપ્રભુના મદિરમા પુન પ્રતિષ્ઠા કરવામા આવી

આ જ દિવસે ડુમરાના ધર્મપ્રેમી શ્રાવક શ્રી ભાણજીભાઈને નૂતન ગુરૂમદિર પાસે આપણા ચરિત્રનાયકે ભાગવતી દીક્ષા આપી અને તેમનુ નામ શ્રી ભાનુમુનિ રાખી તેમને શાત–મૂર્તિ શ્રી ગુલાબમુનિજીના શિષ્ય કર્યા

આચાર્યશ્રી જિનરત્નસૂરીશ્વરજીની મુર્તિ કે જેની વિધિ

વિધાનપૂર્વકની ક્રિયા આ ઉત્સવ દરમિયાન થઇ હતી, તેની પ્રતિષ્ઠા માગશર સુદિ ૧૦ ના દિવસે આપણા ચરિત્રનાયકના વરદ હસ્તે શ્રી ધર્મનાથજી દહેરાસરજીની બાજુના ખરતરગચ્છ ઉપાશ્રયમાં બનાવેલ આરસની છત્રીમાં કરાવવામાં આવી. આ કાર્યમાં પ્રારંભથી આખર સુધી રાત-દિવસ જોયા વિના શ્રી મોહનલાલ પોપટલાલે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો. એટલે તેઓ વિશિષ્ટ અભિનંદનના અધિકારી ગણાય.

આ મહોત્સવ બાદ પણ ઉપાધ્યાયજીના હાથે ધાર્મિક પ્રવૃત્તિઓની ધારા વહેતી જ રહી છે. તેમાં મોટા આસંબિયામાં શેઠ જેવતભાઈ તરફથી ઉજવાયેલો અઠ્ઠાઇ-મહોત્સવ, પુનડી દેહેરાસરની ભવ્ય ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા, કુંદરોડીમાં એક બહેનનાં વરસીતપનાં પારણા નિમિત્તે ઉજવાયેલો યાદગાર ઉત્સવ, નૂતન મુનિશ્રી ભાનુમુનિજીને વડી દીક્ષા, મુદ્રામાં દાદાની દહેરીનો જીર્ણોદ્ધાર, અને શ્રી જિનદત્તસૂરીશ્વરજીની મૂર્તિ તથા પાદુકા આદિની પ્રતિષ્ઠા, માંડવી પાસેના જૈન-આશ્રમની પ્રતિષ્ઠા વગેરેને મુખ્ય ગણાવી શકાય.

આ દરમ્યાન આચાર્ય શ્રી જિનઋદ્ધિસૂરિજીના ચરિત્રનું રચના કાર્ય પૂર્ણ કર્યું × અને વીસમી સદીના મહાન્ શાસન-પ્રભાવક ખરતરગચ્છ વિભૂષણ વિશ્વવંદ્ય ક્રિયોદ્ધારક શ્રીમન્ મોહનલાલજી મહારાજનું જીવનચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ બનાવવું પ્રારંભ કર્યું. તે માંડવીના ચોમાસાબાદ શેષાકાળની

---

× "सिन्धूपकण्ठागतकच्छदेशे, समुद्ररुक्मासरितोस्तटस्थे ।
एतस्य चारम्भसमाप्तिरासी–च्छ्रीमाण्डवीनामपुरे वरिष्ठे ॥"

સ્થિરતા દરમ્યાન પૂર્ણ કર્યું +. પાઠકોને પ્રશ્ન થશે કે–એક બાજુ શાસનનુ સુકાન સભાળવુ, આવશ્યકાદિ નિત્યક્રિયાઓ કરાવી લોકોને ધર્મમાર્ગે પ્રવર્ત્તાવવા એ બધા કાર્યોમાથી ઉપાધ્યાયજી ક્યારે સમય મેળવતા હશે અને ક્યારે આટલી વિપુલ સાહિત્ય રચના કરતા હશે ? પરતુ નિષ્ઠા અને પ્રયત્ન એ બે એવી વસ્તુઓ છે કે જે અશક્ય ગણાતા કામોને પણ સિદ્ધ કરી બતાવે છે

સં ૨૦૧૫ નુ ચાતુર્માસ માડવીમા થયું અને તેમા ધર્મનો ઉદ્યોત ઘણો સારો થયો હવે આપણા ચરિત્રનાયકને ડોલીથી પણ વિહાર કરવામા તકલીફ થતી હોવાથી સઘે માડવીથી ક્યાય ન જવા બહુ જ આગ્રહભરી વિનતિ કરી. પરતુ મજલ તથા અજારમા પ્રતિષ્ઠા આદિ કાર્યો હોવાથી ચરિત્રનાયક પોષ વદ ૧૨ના વિહાર કરી નવાવાસ, શેરડી, ગઢસીસા આદિ થઇ મજલ પધાર્યા ત્યા આચાર્ય શ્રી જિનરત્નસૂરિજી મહારાજના ઉપદેશથી જીર્ણોદ્ધાર થયેલ દહેરાસરજીમા ભગવાન શ્રી અનતનાથજી આદિ ત્રણ પ્રતિમાજી, દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીજીની મૂર્તિ, પાદુકાઓ, ધ્વજદડ આદિની પ્રતિષ્ઠા વિધિવિધાન પૂર્વક ધામધૂમથી કરાવી

ત્યાથી વિહાર કરીને ભુજ પધાર્યા અને એક માસની સ્થિરતા બાદ ચૈત્ર સુદિ ૫ના રોજ તેઓશ્રીએ અજારમા પધ-

---

+ " सवच्छरेन्दुसकर (२०१५) प्रमिते च वर्षे, मार्गार्जुने मुनि (७) तिथौ वरसिद्धियोगे । वारे बुधेऽस्य सुगुरोश्चरित्र समाप्ति, कच्छस्यमाण्डविपुरे ॥ खलु तेन नीतम् ६ ॥ "

રામણી કરી. ત્યાં બે વર્ષ પહેલાં ધરતીકંપમાં શ્રી શાંતિનાથજીના મંદિરને અસર થયેલ અને તેનો જીર્ણોદ્ધાર થયેલ તેમાં પ્રભુ મૂર્તિ, દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિની મૂર્તિ, પાદુકા આદિની પ્રતિષ્ઠા ચૈત્ર વદિ ૫ ના રોજ ભારે આનંદ અને ઉલ્લાસનાં વાતાવરણ વચ્ચે કરાવી. આ પ્રસંગ નિમિત્તે ચૈત્ર સુદિ ૧૨ થી અઠ્ઠાઇ-મહોત્સવ યોજાયો હતો અને તેમાં પૂજા, પ્રભાવના સાધર્મિકવાત્સલ્ય આદિ કાર્યો સારી રીતે થયાં હતાં.

ત્યાંથી આવા જ એક શુભ નિમિત્તે ભુજ ફરી પધારવાનું થયું. શ્રી હેમચંદભાઇ હીરાચંદ સંઘવીએ બંધાવેલ નૂતન જિનાલયમાં વૈશાખ સુદિ ૨ ને દિવસે શ્રી સંભવનાથ આદિ ભગવાનની નૂતન પ્રતિમાઓનો પ્રવેશ કરાવ્યો. આ પ્રસંગે વિધિવિધાન સુરતવાળા શેઠ બાલુભાઇએ કરાવ્યું હતું.

ભુજમાં પ્રતિમા પ્રવેશનું કાર્ય આનંદથી સંપન્ન થતાં શ્રી સંઘની ભાવના ચાતુર્માસ કરાવવાની થઇ અને તે માટે તેમનો આગ્રહ સફળ થયો. ઉપાધ્યાયજી મહારાજે સાધુ-સમુદાય સાથે સં. ૨૦૧૬ નું ચાતુર્માસ ભુજમાં કર્યું.







## શ્રી કચ્છ–ભુજમાં ભવ્ય પ્રતિષ્ઠા–મહોત્સવ

શ્રી હીરાચદભાઇ ટોકરશી કચ્છ–રાજ્યમા એક અગ્રગણ્ય રાજ્યાધિકારી તરીકે સુપ્રસિદ્ધ હતા તેઓ ધર્મનિષ્ઠ પણ તેવા જ હતા અને સામાજીક દૃષ્ટિએ પણ તેઓનુ જીવન અનુકરણીય હતુ તેઓશ્રી અનેક ધાર્મિક કાર્યો કરી ગયા હતા તેમા પર્યુષણપર્વના પારણા નિમિત્તે કાયમને માટે નવકારશીનુ સ્વામીવાત્સલ્ય કરવા માટે રૂા ૩૦૦૦૦) ત્રીસ હજારની મોટી રકમ અર્પણ કરી હતી તેમના સુપુત્ર શ્રી હેમચદભાઇ પણ રાજ્યધુરા વાહક મત્રીશ્વર હતા તેઓ પણ તેમના પિતા જેવા ધર્મપ્રેમી અને સમાજપ્રેમી હતા તેઓ સમાજ સેવાના કાર્યો તન–મન–ધનથી કરતા અને તેમના આખા કુટુબની ધર્મભાવના, કર્તવ્ય નિષ્ઠા, ઉમદા સસ્કારો અને ખાનદાની ઉંચા પ્રકારના હતા

શ્રી હેમચદભાઇએ સ ૨૦૦૯ના મહા સુદ ૧૧ના શુભ દિવસે ભુજનગરના દાદાગુરૂદેવની પ્રતિષ્ઠા–મહોત્સવ પ્રસગે જે સહકાર, માર્ગદર્શન, દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્યની વૃદ્ધિ કરવામા

જે અનેરો ઉત્સાહ દર્શાવ્યો હતો તે આજે પણ સંઘ સમસ્ત યાદ કરે છે. સ્વ. હેમચંદભાઈએ કરેલ અનેક ધાર્મિક કાર્યોમાં સં. ૨૦૦૯ની સાલમાં ચૈત્ર માસમાં કચ્છના ઐતિહાસિક ભદ્રેશ્વરના મહાન વસઇ જૈનતીર્થમાં હજારો રૂપીયાના ખર્ચે શ્રી નવપદજીની શાશ્વતી આયંબિલની ઓળી કરાવેલ તે તેઓશ્રીના ધાર્મિક ભાવનાના પ્રતીકરૂપ ગણાશે. શ્રી હેમચંદભાઈ વિનમ્ર, વિચારશીલ, ઉદાર, શાસનપ્રેમી દાનવીર અને ધર્મપ્રેમી હતા.

શ્રી હેમચંદભાઈ હીરાચંદભાઇ સંઘવીએ વીસમી સદીના મહાન શાસનપ્રભાવક શ્રી ખરતરગચ્છ વિભૂષણ શ્રી જિનમહેન્દ્રસૂરિના હસ્ત દીક્ષિત ક્રિયોદ્ધારક શ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્યરત્ન સદા જ્ઞાનધ્યાનાદિ સુવિહિત ક્રિયા નિમગ્ન આચાર્ય શ્રીમાન જિનરત્નસૂરિજી મહારાજના સદઉપદેશથી પોતાના આત્માના કલ્યાણઅર્થે પોતાના પૂજ્ય પિતાશ્રી હીરાચંદભાઇ ટોકરશીના શ્રેયાર્થે ઉતુંગ સૌધશિખરી ભવ્ય જીનાલયનું ખાતમુહૂર્ત સંવત ૨૦૧૦ના વૈશાખ વદી ૨ બુધવાર તા. ૧૯-૫-૫૪ના રોજ પૂ. આચાર્યદેવ શ્રી જીનરત્નસૂરીશ્વરજીના સાનિધ્યમાં થયેલ. જીનાલય તૈયાર કરાવવામાં પણ તેમણે ખૂબ જહેમત લીધી હતી. મંદિરની પ્રતિષ્ઠા પૂજ્યપાદ આચાર્યના પવિત્ર કરકમલથી શ્રી હેમચંદભાઈ પોતે કરવા ઇચ્છતા હતા પણ ભાવિભાવની પ્રબળતાએ સં. ૨૦૧૧ના ભાદ્રપદ માસમાં તેઓશ્રી સ્વર્ગવાસ પામ્યા.

શ્રી હેમચંદભાઇના સ્વર્ગવાસથી તેમના કુટુંબને એક મહારથીની મોટી ખોટ પડી ગઇ. શોકના કારણે પ્રતિષ્ઠાનું



શ્રી નૂતન જિનાલયનું મનોરમ દ્રશ્ય

કાર્ય લંબાણુ વળી પ્રાચીન પ્રતિમાઓ માટે જુદી જુદી જગ્યાએ તપાસ કરવામા થોડો સમય ગયો પ્રાચીન પ્રતિમા શ્રી સભવનાથપ્રભુ આદિની ન મળવાથી નવી પ્રતિમાજી જયપુરમા ભરાવવાનો નિર્ણય થયો અને પ્રતિમાજી તૈયાર થઇ આવી ગયા પછી પૂજ્ય ઉપાધ્યાયજી મ૦ના સાનિધ્યમા જ ધામધૂમપૂર્વક મૂળ ગભારામા પ્રવેશ કરાવવામા આવ્યો અને પછી શુભ મુહૂર્ત આવવાથી અને ઉપાધ્યાયજી મહારાજશ્રીની પ્રતિષ્ઠા માટેની સમતિ મળવાથી પ્રતિષ્ઠાનો નિર્ણય કરવામા આવ્યો.

તેમના સુપુત્રોની ભાવના પ્રતિષ્ઠાદિ-મહોત્સવની થઇ અને પૂર્વપુન્યોદયના યોગે શ્રી હેમચદભાઇના પત્ની ગગા સ્વ શ્રી દીવાળીબાઇ તેમજ તેમના કુટુબીજનોએ આ નવીન જિનચૈત્યની પ્રતિષ્ઠા કરાવવાનો નિર્ણય કર્યો

આ મગળમય પ્રસગે વીસમી સદીના મહાન્ શાસન પ્રભાવક મુબઇમા સાધુ વિહારના દ્વારોના ઉદ્ઘાટક શ્રી ખરતરગચ્છ વિભૂષણ ક્રિયોદ્ધારક શ્રીમાન મોહનલાલજી મહારાજના પ્રશિષ્યરત્ન શ્રીપાલ ચરિત્ર, દ્વાદશ પર્વ કથા, સુસઢ ચરિત્ર આદિ અનેક શ્લોકબદ્ધ સસ્કૃત ગ્રથ નિર્માતા કવિત્વ લબ્ધિ સપન્ન પ્રશાતમૂર્તિ પરમ નિરભિમાન સ્વભાવી, પરમ ગીતાર્થ પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રીમાન લબ્ધિમુનિજી મહારાજ તથા પ્રેમમૂર્તિ ગણિવર્ય શ્રી પ્રેમમુનિજી મહારાજ આદિ ઠાણાઓ શ્રી સઘ તથા શ્રી હેમચંદભાઇના સુપુત્રો અને કુટુબીજનોની આગ્રહભરી વિનતિને માન આપી ભુજમા રોકાયા હતા તથા પૂજ્યપાદ ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજી મહારાજ તથા શાતમૂર્તિ શ્રી ગુલાબમુનિજી મહારાજ સાહેબ, બન્નેની તબીયત સારી ન

રહેતી હોવા છતાં આ મહાન મંગળમય પ્રસંગે શ્રી સંઘ તથા શ્રી હેમચંદભાઇના પુત્રો આદિની વિનંતિથી પાલીતાણાથી ભુજ પધારી સંઘને તથા સૌને ઉપકૃત કર્યા હતા.

આ અંજન શલાકા તથા પ્રતિષ્ઠાની સાધુ યોગ્ય સર્વે ક્રિયાઓ પરમ પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી લબ્ધિમુનિજી મહારાજના વરદ હસ્તે થવાની હતી.

ગૃહસ્થોચિત સર્વે ક્રિયાઓ કરાવવાને માટે પ્રતિષ્ઠાદિ ક્રિયાકાંડના પૂર્ણ નિષ્ણાત સુરત નિવાસી શ્રાદ્ધવર્ય શ્રીમાન શેઠ બાલુભાઇ ઉત્તમચંદ જેમની દેખરેખ અને સલાહથી આ જિનાલયના ખાતમુહૂર્તથી લઇને પ્રતિષ્ઠા સુધી બધું કામ થયું હતું તેઓશ્રી તથા તેમની મંડળી વખતસર આવી ગયા હતા.

આ પ્રસંગે બીજા પણ સાધુ મુનિરાજો તથા સાધ્વીજી મહારાજો પધાર્યા હતા. આ મહા મહોત્સવની તૈયારીઓ ખૂબ ઉલ્લાસપૂર્વક ચાલતી હતી.

શ્રી દાદાવાડીના વિશાળ કમ્પાઉન્ડમાં એક સુંદર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપને મુખ્ય દરવાજો તથા કમાનો આદિથી સુશોભિત કરવામાં આવ્યો હતો. આ ભવ્ય મંડપમાં હજારો સ્ત્રી-પુરૂષોને માટે બેસવાની સુંદર વ્યવસ્થા હતી. મુનિપુંગવો માટે મંડપમાં ખાસ ઉંચી બેઠકની યોજના હતી. ગુરૂમંદિર તથા જિનાલયના વચ્ચેના ભાગમાં ૧૫ ફૂટ ઊંચો મેરૂ બનાવવામાં આવ્યો હતો અને તેની શોભા પણ અપરંપાર હતી. જ્યારે ભગવાનનો જન્માભિષેક આદિ ક્રિયાઓ ઇન્દ્ર-ઇન્દ્રાણીઓ મળી મેરૂશિખર પર કરતા હતા ત્યારે એ દ્રશ્ય ભવ્ય અને આહ્લાદક લાગતું હતું.

મહા સુદ ૮ તા. ૫-૨-૬૦ થી ૫દર દિવસનો મહા-મહોત્સવ શરૂ કરવામા આવ્યો ભુજમા શ્રી સઘના આબાલ-વૃદ્ધના આનદનો પાર નહોતો હૃદયે હૃદય આનદથી નાચી ઉઠ્યા હતા.

શ્રી હેમચંદભાઇના ભાઇ સંઘવી ભવાનજીભાઇ, સંઘવી રવીલાલભાઇ તથા સઘવી જયતિલાલભાઇ અને શ્રી હેમચંદભાઇના સુપુત્રો સઘવી પુનમચદ, સંઘવી ખુશાલચદ, સંઘવી નવીનચંદ્ર, સઘવી રમેશચંદ્ર, સઘવી કીર્તિકુમાર અને સઘવી અરવિંદકુમારના નામથી શ્રી સઘ આમંત્રણ પ્રત્રિકા ગામેગામના સઘને મોકલવામા આવી, અને સગા સબધી તેમજ આસ પાસના લોકો આ ભવ્ય મહોત્સવમા ભાગ લેવા આવવા લાગ્યા.

મહા સુદ ૮ ને શુક્રવારના રોજ જળયાત્રાની વિધિ તથા બપોરના જળયાત્રાનો સુદર વરઘોડો કાઢવામા આવ્યો. ભગવાનના બિબોને હમેશા નવનવી અંગરચનાઓ થતી હતી. હમેશા નવનવી પૂજાઓ ભણાવવાની વ્યવસ્થા હતી. તેમજ પ્રસિદ્ધ સગીતકાર શ્રી દીનાનાથભાઇ રાત્રે ભાવનામાં વિવિધ રાગરાગિણીથી એવી તો રમઝટ જમાવતા કે જૈન-જૈનેતર ભાઈ-બહેનોથી મડપ ચિક્કાર ભરાઇ જતો. કેટલાકને તો બહાર ઉભા ઉભા ભાવના સાભળવી પડતી હતી

મહા શુદ ૯ શનિવારના રોજ સવારે પ્રભુજીને મંડપમા પધરાવવામા આવ્યા, ક્ષેત્રપાલ તથા દ્વાર પૂજન થયુ પીઠ સ્થાપના કરવામા આવી અને શુભ મુહુર્તે કુભસ્થાપના, દીપ સ્થાપના તથા જવારા વાવવાનો વિધિ આદિ મગળ કાર્યો થયા

મહા શુદ ૧૦ રવિવારનાં રોજ નવગ્રહ પૂજન, દશદિક્‌પાલ-પૂજન, અષ્ટમંગળ પૂજન તથા નંદાવર્ત પૂજન વિધિ કરવામાં આવ્યાં હતાં. મહા શુદ ૧૧ સોમવારના રોજ શ્રી સિદ્ધચક્ર પૂજન તથા વીશસ્થાનક પૂજન તેમજ સોળ વિદ્યાદેવી પૂજન કરવામાં આવ્યાં હતાં.

મહા સુદ ૧૨ મંગલવારના રોજ ધજાદંડ પૂજન તથા કળશપૂજન કરવામાં આવેલ. મહા સુદ ૧૩ અને મહા સુદ ૧૪ બુધવાર તથા ગુરૂવાર બન્ને દિવસ આંગી તથા પૂજા અને ભાવનાનો સુંદર કાર્યક્રમ હતો.

મહા સુદિ ૧૫ શુક્રવારના રોજ ઇન્દ્ર ઇન્દ્રાણીની સ્થાપના ચ્યવન કલ્યાણક, પ્રભુના માતાને ચૌદ સ્વપ્ન દર્શન, ચ્યવન કલ્યાણકનો સુંદર વરઘોડો તથા સ્વ. અમરશીભાઇ મુળચંદભાઇ તરફથી પૂજા, પ્રભાવના તથા મનોહર આંગી થયેલ.

મહા વદ ૧ શનિવારના રોજ જન્મકલ્યાણક મહોત્સવ ભવ્ય રીતે ઉજવવામાં આવ્યો. છપ્પનદિગ્ કુમારિકા મહોત્સવ તથા સુઘોષા ઘંટાવાદન. જન્મ કલ્યાણકનો વરઘોડો તથા મેરૂ-શિખર પર પ્રભુનો જન્માભિષેક મહોત્સવ ખૂબ આનંદપૂર્વક ઉજવવામાં આવ્યો હતો.

આજનો દિવસ તો ખૂબ મંગલમય હતો, અને એ ચિર-સ્મરણીય બની ગયો હતો, કારણ કે આજના મંગળમય દિવસે નામદાર હિઝ હાઇનેસ મહારાજાધિરાજ મિરઝા મહા-રાઓ શ્રી મદનસિંહજી સાહેબ સવાઇ બહાદુરશ્રીજી ઓફ કચ્છ તરફથી આ મહાન ધાર્મિક પ્રસંગે નવકારશીનું જમણ



જન્મકલ્યાણકમાં ૫૬ દિક્કુમારીકાઓનો જન્મોત્સવ



મેરૂ પર્વત પર ૬૪ ઇંદ્રોએ કરેલો જન્માભિષેક

સંઘવી શ્રી હેમચંદભાઈના પુત્ર પુનમચંદભાઈ તથા ખુશાલભાઇ વચ્ચે ઉભેલા જોવાય છે.



મહા વદી ૪ ના દિવસે નીકળેલો દીક્ષાકલ્યાણકનો વરઘોડો



ભુજના વરઘોડાનું શરાફ બજારનું દૃશ્ય
ભગવાન રથમાં બિરાજમાન દેખાય છે.



ભગવાન સભવનાથ સ્વામીના રાજદરબારનુ દશ્ય
સિહાસન પર શ્રી ખુશાલભાઈ સઘવી બેઠા છે

થયેલ તે શ્રી હીરાચદભાઇ તથા શ્રી હેમચદભાઇના કુટુબ પ્રત્યે તેઓશ્રીની પ્રેમભરી લાગણીનુ પ્રતીક છે એટલુ જ નહિ પણ તેઓ નામદારશ્રીજીની વશપરંપરાગત ધાર્મિક ભાવનાનુ પણ સ્મરણીય ઉદાહરણ છે

મહા વદી ૨ રવિવારના રોજ અઢાર અભિષેક નામ સ્થાપન, લેખનશાળા ગમન તેમજ સ્વ સઘવી શ્રી હીરાચદભાઇ ટોકરશીભાઇ તરફથી નવકારશી થઇ હતી

મહા વદી ૩ સોમવારના રોજ યોગી મડપ, પાણિગ્રહણ શ્રી સભવનાથ ભગવાનનો દરબાર રાજ્યાભિષેક મહોત્સવ, દીક્ષા કલ્યાણકનો વરઘોડો તથા સઘવી રવિલાલભાઇ હીરાચદભાઇ તરફથી પૂજા-પ્રભાવના આગી કરવામા આવેલ

મહા વદી ૪ મગળવારના રોજ લોકાન્તિક દેવોની દીક્ષા માટે વિનતિ તથા સાંવત્સરીક દાન તથા દીક્ષા કલ્યાણક મહોત્સવનો ભવ્ય વરઘોડો બહુ ધામધૂમથી નીકળ્યો હતો જૈન-જૈનેતર હજારો ભાઇઓ-બહેનો આ વરઘોડાના દર્શને ઉમટી આવ્યા હતા

ભગવાનની નૂતન પ્રતિમાઓને રથમા પધરાવીને વરઘોડો શહેરના મુખ્ય મુખ્ય બજારોમા ફર્યો હતો લોકોનો આનદ અવર્ણનીય હતો આજના દિવસે શા નટવરલાલ હાથીરામભાઇ તરફથી પૂજા-પ્રભાવના, આગી વગેરેની શોભા અપરપાર હતી

મહા વદ ૫ બુધવારના રોજ ચૈત્યાભિષેક, કેવળજ્ઞાન-કલ્યાણકનો વરઘોડો, રાત્રે શુભ મુહૂર્તે અધિવાસના, શા દેવશીભાઇ મુળચંદભાઇ (સઘવી હેમચદભાઇના સસરા) તરફથી નવકારશી તથા પૂજા-પ્રભાવના, આગી થયેલ

મહા વદ ૬ ગુરુવારના રોજ શ્રી સંભવનાથ ભગવાન આદિ પ્રભુને સવારે શુભ મુહૂર્તે પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ શ્રી લબ્ધિમુનિજી મહારાજના વરદ હસ્તે અંજનવિધિ થયેલ.

પછી કેવલજ્ઞાન કલ્યાણક તથા મોક્ષકલ્યાણકની ક્રિયાઓ ઉલ્લાસપૂર્વક કરવામાં આવી. તથા શુભ મુહુર્તે ભગવાનની પ્રતિમાજીઓને ગાદી નશીન કરવામાં આવ્યા.

શ્રી મૂળનાયક સંભવનાથ ભગવાન તથા બીજા બે ભગવાનની પ્રતિમાઓ વગેરે તો સંઘવી કુટુંબે જ પધરાવી હતી. શ્રી સંભવનાથ પ્રભુના દહેરાસરજીના ઊપરના ગભારામાં ત્રણ પ્રતિમાજી પધરાવવાના હતા. તેની બોલી બોલવામાં આવી હતી. તેમાં મૂળનાયક આદીશ્વર ભગવાનની બોલી સંઘવી કુટુંબની હતી પણ બાજુના એક પ્રતિમાજીનો આદેશ વોરા રવજીભાઇ શીવજીભાઇના ધર્મપત્નિ શ્રી ઝવેરબહેનને મળેલ તેમજ બાજુના બીજા પ્રતિમાજીનો આદેશ શ્રી રાઘવજીભાઇ માધવજીના ભત્રીજા શ્રી હર્ષદભાઇને મળેલ હોવાથી તે ત્રણે પ્રતિમા પધરાવવાનો લાભ તેઓએ આનંદપૂર્વક લીધો હતો.

આ વખતે હજારો સ્ત્રી-પુરૂષો દર્શનાર્થે ઉમટી આવ્યા હતા. આનંદની લહેર લહેરાણી. સંઘ સમસ્તમાં આનંદ-આનંદ થઈ રહ્યો. હ્રદયેહ્રદય નાચી ઉઠયા. શ્રી ગંગા સ્વ. માતુશ્રી દીવાળીબાઇ તથા શ્રી હેમચંદભાઈના ભાઇઓ અને શ્રી હેમચંદભાઇના છ સુપુત્રો અને કુટુંબીજનો પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યા. ભુજના આબાલવૃદ્ધ જૈન-જૈનેતરોએ આ ભવ્ય મહા-મહોત્સવ ખૂબ ઊલ્લાસપૂર્વક માણ્યો

અને આ પ્રતિષ્ઠા-મહોત્સવ ભુજના ઇતિહાસમા ચિરસ્મરણીય બની રહ્યો

બપોરના અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામા આવ્યુ આજના મગળમય દિવસે સઘવી હેમચદભાઇના તરફથી નવકારશીનુ જમણુ કરવામા આવ્યુ રાતે વૃષ્ટિ ક્રિયા કરવામા આવી

મહા વદ ૬ શુક્રવારના દિવસે બીજુ એક ધર્મકાર્ય થયું કચ્છ-મુદ્રાનિવાસી શેઠ દામજીભાઇ સાકરચંદભાઇના બાળબ્રહ્મચારી સુપુત્ર ભાઈશ્રી જયસુખલાલભાઈની ભાવના ભાગવતી દીક્ષા લેવાની ઘણા સમયથી હોવાથી પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ આદિ ઠાણાઓની સાનિધ્યમા ખૂબ ધામધૂમપૂર્વક દીક્ષા આપવામા આવી ભાઇ જયસુખલાલનુ નામ જયાનદમુનિ રાખવામા આવ્યું તેમને ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજી મ૦ના શિષ્ય જાહેર કરવામા આવ્યા નૂતન મુનિ શ્રી જયાનદમુનિના આનદ-ઉલ્લાસનો પાર નહોતો

મહા વદ ૭ શુક્રવારના રોજ સવારના શુભ મુહૂર્તે મદિરના દ્વારોદ્ઘાટનની ક્રિયા શ્રી મહારાજાધિરાજ શ્રી મદનસિહજી સાહેબના મગળહસ્તે ઠાઠમાઠપૂર્વક કરવામા આવી સઘ સમસ્તના આનદનો પાર નહોતો

દ્વારોદ્ઘાટનની ક્રિયા થયા પછી શ્રી સઘ સમસ્તે પ્રભુના દર્શન આનદપૂર્વક કર્યા અને તે સમયે શ્રી સઘ સમસ્તની સભામા નામદાર મહારાજાધિરાજ મહારાઓ શ્રી મદનસિહજી સાહેબે પ્રતિષ્ઠાના તમામ કાર્યો નિર્વિઘ્ને આનદ-ઉલ્લાસપૂર્વક પૂર્ણ થયા અને ભુજના આબાલ-વૃદ્ધમા જે આનદની લહેર

લહેરાણી તેમાં પોતાને પણ નોકારશી તથા દ્વારોદ્ઘાટન ક્રિયાનો મહાન લાભ મળ્યો તે માટે હર્ષ પ્રગટ કર્યો અને શ્રી હીરાચંદભાઇ તેમજ શ્રી હેમચંદભાઇના કુટુંબ સાથેનો રાજ્યનો આત્મીય સંબંધ તથા એ બન્ને મહારથીઓની રાજ્ય તથા ભુજની જનતાની સેવા તેમજ ધર્મભાવના કેવાં પ્રજ્વલિત હતાં તે દર્શાવી સંઘ સમસ્તનો આભાર માની સૌને હાર્દિક અભિનંદન આપ્યા હતા.

તે દિવસે સાંજના શ્રી ભુજના સમગ્ર જૈન સંઘવતી દાદાવાડીના વિશાળ મંડપમાં સ્વર્ગસ્થ દાનવીર સંઘવી હેમચંભાઈ હીરાચંદભાઇનાં ગંગા સ્વ. ધર્મપત્ની દિવાળીબહેન તથા તેમના સુપુત્રો અને સંઘવી કુટુંબને સન્માન-પત્ર આપવાનો એક સુંદર મેળાવડો યોજવામાં આવ્યો હતો અને સભામાં શ્રી હીરાચંદભાઈ, શ્રી હેમચંદભાઈ, શ્રી દીવાળીબહેન, તેમના સુપુત્રો અને સંઘવી કુટુંબની ધર્મભાવના, સેવા, દાનવીરતા તથા સહૃદયતા વિષે વક્તાઓએ પ્રવચનો કર્યાં હતાં અને નીચે પ્રમાણેનું સન્માન-પત્ર શ્રી દીવાળીબહેનને અર્પણ કરવામાં આવ્યું હતું. તેમજ ફૂલહાર અર્પણ કરવામાં આવ્યા હતા. સંઘમાં આનંદ આનંદ છવાઇ ગયો હતો.





મંદિરનું ઉદ્ઘાટન કરી બહાર નીકળતા શ્રી મહારાઓ મદનસિંહજી તથા શ્રી સંઘ



દ્વારોદ્ઘાટન પછી મહારાઓ શ્રી મદનસિંહજીનું પ્રવચન



## સન્માન પત્ર

સ્વર્ગસ્થ દાનવીર સંઘવી શ્રી હેમચંદભાઇ હીરાચંદભાઇના ધર્મપત્નિ સુશીલ ગંગાસ્વરૂપ શ્રીમતી દિવાળીબહેન તથા સુપુત્રો તથા સંઘવી કુટુંબ.

૧ સ્વ શ્રી હેમચંદભાઈએ મહાન ધાર્મિક ભાવનાથી પ્રેરાઇ જંગમ યુગપ્રધાન દાદાશ્રી જિનદત્તસૂરીશ્વરજીની ભુજની આ દાદાવાડી જેનું ખાતમુહૂર્ત આપના વડીલશ્રી હીરાચંદભાઇ શેઠશ્રીના પુનીત હસ્તે થયેલ, તેમાં શ્રી ખરતરગચ્છ વિભૂષણ મહાન ઉપકારી ક્રિયોદ્ધારક પરમપૂજ્ય શ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્યરત્ન આચાર્યદેવ શ્રી જિનઆનંદસૂરીશ્વરજીના સદુપદેશથી એક મહાન ભવ્ય જિનાલય બંધાવવા ઉત્સાહથી પોતાના સ્વહસ્તે ખાતમુહૂર્તની શુભ શરૂઆત કરેલ તેને

૨ આપ સંઘવી કુટુંબના છો–જૈન શાસનમાં સંઘવીનું બિરૂદ વંદનીય શ્રેષ્ઠ ગણાય છે.

૩ આપશ્રીના વડીલ સ્વર્ગસ્થ શ્રી હીરાચંદભાઇ કચ્છ–રાજ્યમાં એક અગ્રગણ્ય રાજ્યાધિકારી તરીકે ખ્યાતી પામવા સાથે ધાર્મિક અને સામાજીક દૃષ્ટિએ પણ અનુકરણીય જીવન કેળવી શક્યા હતા. તેઓશ્રીએ કરેલ અનેક ધાર્મિક કાર્યો પૈકી શ્રી પર્યુષણને પારણે સ્વામિભક્તિ નિમિત્તે કાયમને માટે નવકારશીનું જમણ કરવા રૂા. ૩૦૦૦૦) ત્રીસ હજારની મોટી રકમ અર્પણ કરેલ તે સૌને વિદિત છે. તેઓશ્રીએ સીંચેલ સેવાભાવના ઉન્નત સંસ્કારોને જીવનમાં વણી તેમના પુનીત પગલે ચાલી, સત્કાર્યોને વેગ આપવામાં સ્વ. શ્રી હેમચંદભાઇએ સદૈવ તત્પરતા દાખવી છે તે આપની વડીલો પ્રત્યેની ઉદાત્ત ભાવનાનું જ્વલંત ઉદાહરણ છે.

૪ સંવત ૨૦૦૯ ના મહા સુદ ૧૧ ના શુભ દિવસે ભુજ-નગરના દાદાગુરુદેવની પ્રતિષ્ઠા–મહોત્સવ પ્રસંગે સ્વ. શ્રી હેમચંદભાઇનો સહકાર, માર્ગદર્શન, દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યની વૃદ્ધિ કરવામાં અનેરો ઉત્સાહ જોઇ કોઇપણ સાધર્મીભાઇનુ હૈયું હર્ષોલ્લાસ પામ્યા વિના રહ્યું નહિ હોય.

૫ સ્વ. શ્રી હેમચંદભાઇએ કરેલ અનેક ધાર્મિક કાર્યોમાં સંવત ૨૦૦૯ ની સાલમાં ચૈત્ર માસમાં કચ્છનાં ઐતિહાસિક ભદ્રેશ્વરના મહાન વસઇ જૈનતીર્થમાં હજારો રૂપીઆને ખર્ચે શ્રી નવપદજીની શાશ્વતી આયંબિલની ઓળી કરાવેલ તે તેઓશ્રીના ધાર્મિક ભાવનાના પ્રતીકરૂપ ગણાય.

૬ સ્વ. શ્રી હેમચંદભાઇ રાજ્યધુરાવાહક મંત્રીશ્વર જેવી

મહત્વની જવાબદારીનું વહન કરવા સાથે ધર્મ અને સમાજો પયોગી પ્રત્યેક પ્રવૃત્તિઓમા રસ લઇ તન-મન અને ધનથી જે કાર્ય કરી રહ્યા હતા તે આપના કુટુબની કર્તવ્યનિષ્ઠા, ઉમદા સંસ્કારો અને ખાનદાની બતાવવા સાથે કોઇને પણ આપના પ્રત્યે આદરભાવ ઉત્પન્ન કરાવે તેમ છે

૭ સ્વ હેમચંદભાઇ વિનમ્ર, વિચારશીલ, ઉદાર, શાસનપ્રેમી દાનવીર અને ધર્મપ્રેમી હતા એ તો તેઓશ્રીના પરિચયમા આવનાર કોઇપણ નિખાલસપણે કહી શકે તેમ છે

૮ નામદાર હીઝ હાઇનેસ મહારાજાધિરાજ મિરઝા મહા રાઓશ્રી મદનસિહજી સાહેબ સવાઇ બહાદુરશ્રીજી ઓફ કચ્છ તરફથી આ મહાન ધાર્મિક પ્રસગે નવકારશી જમણ થયેલ છે તે આપના કુટુબ પ્રત્યે તેઓશ્રીજીની ભલી લાગણીનુ પ્રતીક છે એટલુ જ નહિ પણ તેઓ નામદારશ્રીજીની વશપરપરાગત ધાર્મિક વૃત્તિનુ પણ એક સુદર ઉદાહરણ છે

૯ ધર્મ, દેશ અને સમાજોપયોગી પ્રવૃત્તિઓ વધારવા આપ સકુટુંબ પરિવાર તદુરસ્તી ભોગવો અને દીર્ઘાયુ બનો તેવી પ્રાર્થના સાથે આપશ્રીનું ફરીથી હાર્દિક સન્માન કરી આ સન્માન-પત્ર આપને અર્પણ કરીએ છીએ.

સવત ૨૦૧૬ મહા વદ ૭<br>શુક્રવાર<br>તા ૧૯-૨-૧૯૬૦<br>શુભ સ્થળ—<br>દાદાવાડી, ભુજ (કચ્છ)

શ્રી ભુજ સમસ્ત જૈન સઘ વતી,<br>શા. મોતીલાલ ગોપાલજી<br>શા. લાલચદ રવજીભાઇ<br>શા. દામજી કરમચદ<br>ઝવેરી છગનલાલ વછરાજ<br>શા. દામજી હેમચંદ<br>મેતા મનહરલાલ લધુભાઇ

ભુજ શહેરનો આ ભવ્ય પ્રતિષ્ઠા મહોત્વ ખૂબ શાનદાર રીતે ઉજવાયો. પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ આદિ મુનિવર્યોની પ્રેરણાથી શ્રી પ્રતિષ્ઠા મહોત્સવ કમિટીએ ખૂબ જહેમત લઈને દરેક પ્રસંગો ભવ્ય રીતે ઉજવવામાં પ્રાણપૂર્યો અને સંઘમાં લીલા-લહેર થઈ પડી.

પ્રતિષ્ઠાના કાર્યો પૂર્ણ થયા પછી પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ આદિના ચાતુર્માસ માટે મોટા આસંબીયા તથા માંડવીના શ્રી સંઘની વિનંતિઓ આવી. બંને સ્થલોના અગ્રગણ્યોએ ભુજ આવીને વિનંતિ કરી. તેમાં માંડવીના શ્રી સંઘની વિનંતિ બહુ જોરદાર હતી, પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજશ્રીએ મોટા આસંબીયામા ચૈત્રની ઓળી કરાવવા માટે આસંબીયા પધારવા વિચાર દર્શાવ્યો અને આસંબીયાના શ્રી સંઘે તેટલા પૂરતો ગુરૂદેવનો લાભ મળે તે માટે આનંદ દર્શાવ્યો. પૂજ્યપાદ ઉપાધ્યાયજી આદિ મુનિમંડળને ભુજના સમસ્ત શ્રી સઘે ભવ્ય વિદાય આપી અને પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ આદિ મોટા આસંખિયા પધાર્યા.

ગણિવર્ય શ્રી બુદ્ધિમુનિજી મહારાજ તથા શ્રી ગુલાબમુનિજી મહારાજ પાલીતાણા ચાતુર્માસ માટે પધાર્યા. અહીં શ્રી દાદાસાહેબ જિનદત્તસૂરિ સેવા સંઘના દ્વિતીય અધિવેશનમાં આનંદ પૂર્વક ભાગ લીધો અને ૨૦૧૭ નું ચાતુર્માસ સિદ્ધક્ષેત્રની છાયામાં પાલીતાણામાં કર્યું.

આસંબીયાના શ્રી સંઘે પૂજ્યપાદ ઉપાધ્યાયજી મ૦ નું ભાવભર્યું સામૈયું કર્યું. ચૈત્રની ઓળી ખૂબ આનંદપૂર્વક થઈ. શ્રીપાળનો ચરિત્ર ખૂબ આનંદપૂર્વક વંચાયો અને સંઘમાં આનંદ

આનંદ થઇ રહ્યો ચૈત્રની ઓળી પછી પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ આદિ મુનિમંડળ માંડવી પધાર્યા અને સ ૨૦૧૭નુ ચાતુર્માસ માંડવીમા આનંદપૂર્વક કર્યું અહીં પર્યુષણાદિમા તપશ્ચર્યા-પૂજા પ્રભાવના-સઘ જમણ વ્યાખ્યાન-સ્વપ્ન વાચન તથા સવત્સરી ક્ષમાપના આદિ ખૂબ સુદર રીતે થયા માંડવીના શ્રી સઘમા આનદ આનદ ફેલાઈ રહ્યો

ઉપાધ્યાયજી મહારાજ આટલી વૃદ્ધ વયે પણ પોતાની નિત્ય ક્રિયાઓમા અપ્રમત્ત રહે છે, શિષ્ય-સમુદાયને દરેક બાબતમા યોગ્ય દોરવણી આપે છે, અને દીર્ઘ સયમ-સાધનાના પરિણામે જીવનમાં જ્ઞાન-દર્શન-ચારિત્રનો જે પ્રકાશ મેળવ્યો તેનુ નિષ્કામભાવે સહુને દાન કરે છે તેઓશ્રીના સહવાસમાં એક ઘડી ગાળવી એ પણ જીવનનુ પરમ સૌભાગ્ય છે

ઉપાધ્યાયજીના આવા વિરલ વ્યક્તિત્વને અમે વારવાર વદના કરીએ છીએ અને તેઓશ્રી સો શરદ પૂરા કરી સમસ્ત માનવ-સમાજનું અધિકાધિક કલ્યાણ કરો, એવી શુભકામના-પૂર્વક આ લેખ પૂરો કરીએ છીએ

॥ इति शम् ॥

## શિક્ષા ગુરુ સ્તુતિ

[ ૧ ]

મેરે ગુરુ રટે મંત્ર-નવકાર, યહી હૈ ચૌદપૂરવકા સાર;
અરિહંત સિદ્ધ સૂરિ પાઠક મુનિ, પરમેષ્ઠિ અવિકાર,
પાંચોં પદ મેં સાર આતમા, સાધ્ય-સાધક સુવિચાર મેરે૦ ૧
જ્ઞાયક લક્ષે આત્મભાવના, ભાવત ઉઘડે દ્વાર,
રટત મંત્ર કહે છાદન જ્યોં, લોહે લોહા ધાર. મેરે૦ ૨
દ્વાદશાંગી મધ્ય સાર યહી લે, શેષ પ્રવૃત્તિ નિવાર;
મધ્યમા-વાચા જપે જાપ નિત્ય, કર-પલ્લવ ક્રમ પ્યાર. મેરે૦ ૩
શાન્ત દાન્ત ગંભીર ધીર મેરે, વિદ્યાગુરૂ મદ ટાર;
**પાઠક લબ્ધિગુરુ**-પદ વંદત, સહજાનંદ અપાર. મેરે૦ ૪

[ ૨ ]

અહો ! મ્હારા ઉપાધ્યાય ભગવાન ! !,
કરું **ગુરૂ લબ્ધિ** તણા શા ગાન ! ! !
કૃપા કરી આ રંક બાળને, દીધું સુવિદ્યા દાન;
જે વિદ્યા બળે ટળી અવિદ્યા, પ્રગટ્યું આતમજ્ઞાન. અહો૦ ૧
કાવ્ય કોષ છંદ ન્યાય વ્યાકરણ, અલંકાર ગ્રંથ જ્ઞાન;
ભણી-ભણાવ્યા માત્ર થકી તો, થાય ન આત્મકલ્યાણ. અહો૦ ૨
દ્રવ્ય-ભાવ-નોકર્મત્રયીથી, ભિન્ન સ્વરુપ નિદાન;
ગ્રન્થી ભેદન સ્વસંવેદન, એ જ સુવિદ્યા-પ્રાણ. અહો૦ ૩
સિદ્ધસમી જ્ઞાયક-વેદી સ્થિત, જ્ઞાનમૂર્ત્તિ ઓળખાણ;
દશિ-જ્ઞપ્તિ-સ્થિતિ રત્નત્રયી પ્રભુ,તન-મંદિર રહે ધ્યાન. અહો૦ ૪
એ સઘળો ઉપકાર આપનો, સહજાનંદ નિધાન;
પ્રત્યુપકારે હું અસમર્થ કરૂં, ભદ્ર-હૃદયથી પ્રણામ. અહો૦ ૫

[ ૩ ]

( રાગ-સારંગ )

ગુરૂ સમતા-રસ ભંડાર હૈ (૨),
અપરાધી અપરાધ કરે યદિ, ક્રોધ ન નિરહંકાર હૈ,
ગુરૂ૦ ૧

ચાહે કિતની ભક્તિ કરો કોઇ, લોભ પ્રતિ તિરસ્કાર હૈ,
વ્યકત કરે અપની કમજોરી, દંભ પ્રતિ ધિક્કાર હૈ
ગુરૂ૦ ૨

વિદ્યાદાને અપ્રમત્ત કોઇ, આવો આપ તૈયાર હૈ,
'કમ ખાના ઔર ગમ ખાના' ઇસ, ઉક્તિ કે આધાર હૈ.
ગુરૂ૦ ૩

નિંદા કરો ચાહે સ્તુતિ કરો કોઇ, ઉદાસીન અવિકાર હૈ,
ઉપાધ્યાય લબ્ધિમુનિ ઐસે, સહજાનંદ-પદ પા રહે હૈ.
ગુરૂ૦ ૪

[ ૪ ]

મેરે ગુરૂ પાઠક-લબ્ધિ નિધાન, સંસ્કૃત ભાષાકે વિદ્વાન,
ચાહે કોઇ કિસી ભી મત કે હો, પઢાવે સબકો હર્ષિત હો ૧
સમય હો ચાહે જો જિતને, પઢે સાધુ-સાધ્વી ગૃહી કિતને,
હોય યદિ બુદ્ધિ-જડ તો ભી, જિજ્ઞ નહીં ત્રુષિત હોત મોભી. ૨
પદ્યમય કરી ગ્રન્થ રચના,, ચરિત્રો શ્રીપાલાદિ ઘના,
સ્તુતિ સ્તોત્રાદિ કૃતિયોં સભી, સરલતમ પદો ચાહે કોઇ ભી. ૩
મૈ ભી પઢા ઇન્હીં કે પાસ, ન દેખી પ્રતિસેવા કી આશ,
જિન્હોં કે અતિભદ્ર પરિણામ, ઉન્હે હો સદ્જાનંદ પ્રણામ ૪

[ ૫ ]

( રાગ-કાનડા )

હંસા ! મંડનપુર તૂં જા જા, જા કર લબ્ધિગુરૂ પદ પૂજા;
પાદ-પ્રક્ષાલન ક્ષીર-સાગર સે, શુચિ હો ક્ષીરોદક લા;
ગંધોદક લે પદ્મ દ્રહે જા, પદ્મ સહસ્ર-દલ લે આ.
હંસા૦ ૧

રત્નદ્વીપ સે રત્નોં લા કર, ભાવ-શુદ્ધ જ્ઞાન-પૂજા;
સ્વસ્તિક હેતુ માનસરોવર, લા મુક્તાફલ તાજા.
હંસા૦ ૨

આત્માર્થે બોધામૃત-પય પી, તૂં કર તૃપ્ત કલેજા;
જ્ઞેય ભિન્ન જ્ઞાનમૂર્ત્તિ સો, અહમ્ સોહં રટે જા.
હંસા૦ ૩

સોહં-હંસો રટત રટત કર, દેહાધ્યાસ ઈલાજા;
મોહ-ક્ષોભ મિટા હો અપના, સહજાનંદ-પદ રાજા.
હંસા૦ ૪

[ ૬ ]

## દીક્ષા-શિક્ષા ગુરૂસ્તુતિ

વન્દના વન્દના વન્દના રે ! ગુરુ ‘ રત્ન લબ્ધિ ’ પદ વન્દના,
વન્દતાં થાય મદ-મર્દના રે ! ગુરૂ રત્ન-લબ્ધિ પદ વન્દના.

પૂર્વ સંસ્કાર વશ મોહમયીમાં,
થઇ વિરક્તિ ઉદ્ભાસના; રે ગુ૦
જાગી લબ્ધિ-પંચ કરણ વિશુદ્ધિ,
કાળ ક્ષયોપશમ દેશના. રે ગુ૦ ૧

મિત્રો ગયા 'મોહન' ગુરૂ શરણે,
લગ્ન પૂર્વે તજી યૌવના, રે ગુ૦
આજ્ઞા મળ્યે ગયા 'રાજ' ગુરુ ચરણે,
થયા નિર્ગ્રંથ બને સજ્જના રે ગુ૦ ૨
સાધ્વાચાર પ્રકરણ વ્યાકરણ કોષ,
ગ્રન્થો ભણ્યા કાવ્ય છંદના, રે ગુ૦
આગમ-ગમ-ગ્રહી જપ-તપ પૂર્વક,
પઠન-પાઠન-વૃત્તિ મંદના રે ગુ૦ ૩
વિભિન્ન દેશે ઉગ્ર વિહારે,
કરતા સદ્ધર્મ પ્રભાવના, રે ગુ૦
સાધુ-શ્રાવક વ્રત પાળે-પળાવે,
નિચ્છલ નિશ્ચલ ભાવના રે ગુ૦ ૪
સંઘે ઠવ્યા સૂરિ-પાઠક-પદ પર,
તોયે જરા અભિમાન ના, રે ગુ૦
નામ રાખ્યા 'જિનરત્નસૂરી' અને,
'લબ્ધિપાઠક' છે ધી-ધના રે ગુ૦ ૫
દીક્ષાગુરુ દેહ ત્યાગી થયા સુર,
ભવનપતિ મંદ-વાસના, રે ગુ૦
શિક્ષાગુરૂ વિદ્યમાના આ ક્ષેત્રે,
ભવ-ભીરૂ ભવ્ય શાસના. રે ગુ૦ ૬
દીક્ષા-શિક્ષા-ગુરૂ મ્હારા પૂજ્યો એ,
એથી કરૂ અભિવાદના રે ગુ૦
ભદ્રભાવે ઉપકાર સ્તવી લહું,
સહજાનંદ-પદ વ્યંજના રે ગુ૦ ૭

# પરિશિષ્ટ ૧

## (૧) ચાતુર્માસની યાદી

[ આ યાદીમાં વર્ષગણના ચૈત્રી સંવત્ પ્રમાણે સમજવી. પ્રાંતનાં નામો આધુનિક રાજયવ્યવસ્થા પ્રમાણે સમજવાં. ]

| સંવત્ | સ્થળ | પ્રાંત | વિશેષ |
|---|---|---|---|
| ૧૯૫૯ | મંડાર. આબૂ પાસે | રાજસ્થાન | ગુરૂ શ્રી રાજમુનિજી સાથે |
| ૧૯૬૦ | શિવગંજ, એરણપુરા રોડ પાસે | ,, | ,, |
| ૧૯૬૧ | બિયાવર—નયાશહેર | ,, | ,, |
| ૧૯૬૨ | પીપાડ | ,, | ,, |
| ૧૯૬૩ | કુચેરા, નાગોર પાસે | ,, | ,, |
| ૧૯૬૪ | તખ્તગઢ | ,, | ,, |
| ૧૯૬૫ | પાલીતાણા | સૌરાષ્ટ્ર (ગુ.) | ,, |
| ૧૯૬૬ | પાટણ | ગુજરાત | ,, |
| ૧૯૬૭ | રતલામ | માળવા (મ. પ્ર.) | ,, |
| ૧૯૬૮ | મહીદપુર | ,, | ,, |
| ૧૯૬૯ | ,, | ,, | ,, |
| ૧૯૭૦ | ,, | ,, | ,, |
| ૧૯૭૧ | ,, | ,, | ,, |
| ૧૯૭૨ | ,, | ,, | ,, |
| ૧૯૭૩ | ડગ, ગંગધાર | ,, | સ્વતંત્ર |
| ૧૯૭૪ | મુંબઇ—લાલબાગ | મહારાષ્ટ્ર | શ્રી ઋદ્ધિસૂરિજી સાથે |
| ૧૯૭૫ | સુરત | ગુજરાત | શ્રી કાંતિમુનિજી સાથે |
| ૧૯૭૬ | ભુજ | કચ્છ (ગુ) | શ્રી રત્નમુનિજી સાથે |
| ૧૯૭૭ | માંડવી | ,, | ,, |
| ૧૯૭૮ | સુરત | ગુજરાત | ,, |

| સંવત | સ્થળ | પ્રાંત | વિશેષ |
|---|---|---|---|
| ૧૯૭૯ | પાલી | રાજસ્થાન | પં૦ શ્રી કેશરમુનિજી સાથે |
| ૧૯૮૦ | જેસલમેર | ,, | શ્રી રત્નમુનિજી સાથે |
| ૧૯૮૧ | પોકરણ ફલોધિ | ,, | ,, |
| ૧૯૮૨ | મહીદપુર | માલવા (મ પ્ર) | સ્વતંત્ર |
| ૧૯૮૩ | વિછડોદ | ,, | ,, |
| ૧૯૮૪ | મહીદપુર | ,, | શ્રી રત્નમુનિજી સાથે |
| ૧૯૮૫ | ભાણપુરા | ,, | ,, |
| ૧૯૮૬ | મુંબઇ-લાલબાડી | મહારાષ્ટ્ર | શ્રી રત્નમુનિજી સાથે |
| ૧૯૮૭ | ,, શ્રી મહાવીરસ્વામી દેરાસર | ,, | ,, |
| ૧૯૮૮ | ,, ,, | ,, | ,, |
| ૧૯૮૯ | જામનગર | સૌરાષ્ટ્ર (ગુ) | ,, |
| ૧૯૯૦ | મેરાઉ | કચ્છ (ગુ) | ,, |
| ૧૯૯૧ | માંડવી | ,, | સ્વતંત્ર |
| ૧૯૯૨ | અંજાર | ,, | ,, |
| ૧૯૯૩ | મોટી ખાખર | ,, | ,, |
| ૧૯૯૪ | મોટા આમંબિયા | ,, | ,, |
| ૧૯૯૫ | પાલીતાણા | સૌરાષ્ટ્ર (ગુ) | શ્રી રત્નમુનિજી સાથે |
| ૧૯૯૬ | અમદાવાદ | ગુજરાત | ,, |
| ૧૯૯૭ | મુંબઇ-ઘાટકોપર | મહારાષ્ટ્ર | સ્વતંત્ર |
| ૧૯૯૮ | મુંબઇ શ્રી મહાવીરસ્વામી દહેરાસરે | ,, | ,, |
| ૧૯૯૯ | સુરત | ગુજરાત | શ્રી જિનરત્નસૂરિજી સાથે |
| ૨૦૦૦ | મહીદપુર | માળવા (મ પ્ર) | સ્વતંત્ર |
| ૨૦૦૧ | ,, | ,, | શ્રી જિનરત્નસૂરિજી સાથે |
| ૨૦૦૨ | ઉજ્જૈન | ,, | ,, |

| સંવત્ | સ્થળ | પ્રાંત | વિશેષ |
|---|---|---|---|
| ૨૦૦૩ | રતલામ | માલવા (મ. પ્ર.) | સ્વતંત્ર |
| ૨૦૦૪ | કોટા | રાજસ્થાન | શ્રી જિનરત્નસૂરિજી સાથે |
| ૨૦૦૫ | જયપુર | ,, | ,, |
| ૨૦૦૬ | અજમેર | ,, | ,, |
| ૨૦૦૭ | બ્યાવર | ,, | ,, |
| ૨૦૦૮ | ગઢસિવાણા | ,, | ,, |
| ૨૦૦૯ | ભુજ | કચ્છ (ગુ.) | ,, |
| ૨૦૧૦ | માંડવી | ,, | ,, |
| ૨૦૧૧ | અંજાર | ,, | ,, |
| ૨૦૧૨ | માંડવી | ,, | સ્વતંત્ર |
| ૨૦૧૩ | મોટા આસંબિયા | ,, | ,, |
| ૨૦૧૪ | ભુજ | ,, | ,, |
| ૨૦૧૫ | માંડવી | ,, | ,, |
| ૨૦૧૬ | ભુજ | ,, | ,, |
| ૨૦૧૭ | માંડવી | ,, | ,, |

# પરિશિષ્ટ ૨

## ગ્રંથરચના

| સંવત્ | કૃતિ |
|---|---|
| ૧૯૭૨ | શ્રી કલ્પસૂત્રની ટીકા, સ્વપઠનાર્થ. |
| ૧૯૭૫-૭૬-૭૭ | શ્રી ખરતરગચ્છની મોટી પટ્ટાવલી. |
| ૧૯૭૭ | શ્રી નવપદજીની થોઇ તથા દાદાસાહેબનું સ્તોત્ર× |
| ૧૯૭૯ | દીક્ષાવિધિ તથા યોગોદ્વહનવિધિ શ્લોકબદ્ધ |

| | |
|---|---|
| ૧૯૯૦ | શ્રી શ્રીપાલચરિત્ર શ્લોકબદ્ધ× |
| ૨૦૦૧ | શ્રી આત્મભાવના |
| ૨૦૦૫ | શ્રી બાગ્પર્વની કથા સંસ્કૃત શ્લોકબદ્ધ× |
| ૨૦૦૫ | ચોવીશ તીર્થંકરના ૨૪ ચૈત્યવંદન તથા થોઇ, વીસસ્થાનકના ચૈત્યવંદન તથા થોયો તથા પાચપર્વની થોઇ શ્લોકબદ્ધ × |
| ૨૦૦૭ | શ્રી સુસઢ ચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ× |
| ૨૦૦૮ | શ્રી સિદ્ધાચલજીના ૧૦૮ ખમાસમણુ સંસ્કૃત શ્લોકબદ્ધ |
| ૨૦૦૮–૯–૧૦–૧૧ | શ્રી જિનદત્તસૂરિજી, મણિધારી શ્રી જિનચંદ્રસૂરિજી, શ્રી જિનકુશલસૂરિજી, અકબર પ્રતિબોધક શ્રી જિનચંદ્રસૂરિજીના જીવન ચરિત્રો જે બીકાનેરનિવાસી શ્રી અગરચંદજી નાહટાએ હિંદીમાં રચેલા તેનું સંસ્કૃત શ્લોકબદ્ધ ભાષાંતર |
| ૨૦૧૧ | શ્રી રત્નસૂરિજી ચરિત્ર–સંસ્કૃત શ્લોકબદ્ધની પૂર્ણાહુતિ |
| ૨૦૧૨ | શ્રી જિનયશસૂરિજી મહારાજનું ચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ |
| ૨૦૧૪ | શ્રી જિનઋદ્ધિસૂરિજી મહારાજનું ચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ |
| ૨૦૧૫ | શ્રી મોહનલાલજી મહારાજનું ચરિત્ર સંસ્કૃત શ્લોકબદ્ધ |

× આ નિશાનીવાળા ગ્રંથો છપાઇ ગયા છે

# પરિશિષ્ટ ૩

## પ્રતિષ્ઠાદિ

સંવત્

૧૯૭૩ પણાસલી માલવામાં જિનાલયની પ્રતિષ્ઠા.

૨૦૧૩ કચ્છ–માંડવીની દાદાવાડીમાં શ્રી જિનદત્તસૂરીશ્વરજીનાં નવા ગુરુમંદિરનો શિલારોપણ વિધિ કરાવ્યો. માહ વદિ ૨.

૨૦૧૪ કચ્છ–માંડવીની દાદાવાડીમાં નવા બંધાયેલ શ્રી જિનદત્તસૂરીશ્વરજીનાં ગુરુમંદિરની પ્રતિષ્ઠા. માગસર સુદિ ૬.

૨૦૧૪ માંડવી ગામમાં શ્રી ધર્મનાથજીનાં દહેરાસરજીના બાજુમાં ખરતરગચ્છ ઉપાશ્રયના હોલમાં આચાર્ય શ્રી જિનરત્નસૂરિજીની મૂર્તિ પ્રતિષ્ઠા. માગસર સુદિ ૧૦.

૨૦૧૬ કચ્છ–ભુજની દાદાવાડીમાં સંઘવી હેમચંદભાઇએ બંધાવેલ જિનાલયમાં શ્રી સંભવનાથ આદિ જિનબિંબોની અંજનશલાકા–પ્રતિષ્ઠા. ફાગણ વદ ૬.



मंगलं भगवान् वीरो, मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलभद्राद्या, जैनो धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥

दासानुदासा इव सर्वदेवा, यदीयपादाब्जतलेलुठन्ति ।
मरुस्थली कल्पतरुस्स जीयात्, युगप्रधानो जिनदत्तसूरिः ॥२॥